॥ श्री ॥

# काव्य कीर्त्ति.

## પ્રથમ ભાગ.

કર્ત્તા.

નાથજી નૃસિંહરામ પંડ્યા.

આનંદકારિ રસિલી કવિતા તું મારી,
દેશે વિદેશ ફરિને યશ આપનારી;
વ્યાપી રહે હ્રદય જો નિત તારિ મૂર્ત્તિ,
ના ચાહુ હું જગતમાં કદિ અન્ય કીર્ત્તિ. ૧

નડીયાદ

"સત્યસાગર" પ્રેસ.



સંવત ૧૯૪૩—સન ૧૮૮૭.

# अर्पण पत्र.

મારા માન્યવંતા સાહેબ.—

जयशंकरभाई नृसिंहराम पंडित.

દીવાન સાહેબ બહાદુર.

लूणावाडा.

કુંડળિયા છંદ.

પેખ્યા પરમ પરાક્રમિ, પરદુખ ભંજન વીર.
સાદા શાન્ત સ્વભાવના, સુવ્રત્તિ ગતિ ગંભીર;
સુવ્રત્તિ ગતિ ગંભિર, વિવેકી વીર વિલાસી,
મમતા ધરિ મેળવી, સર્વ ઠામે સાબાશી;
કહે નાથજી પૂર્ણ, લોક હિત કારક લેખ્યા,
પરદુખ ભંજન વીર, પરાક્રમિ પૂરણ પેખ્યા. ૧
રાજ રીત માંહે જરૂર, જાંણ્યા સઘળી ખૂંચ,

ન્હાની ઉમરમાં નકી, પામ્યા પદવી ઉંચ;
પામ્યા પદવી ઉંચ, દીન જનને સુખ દેવા,
ધરતા અધિક ઉમંગ, લાયકી ઉત્તમ લેવા;
કહે નાથજી અધિક દિસે, પરહિત નિજ ચિતમાં,
જાણી સઘળી ખુંચ, જરૂર રાજકાજ રીતમાં. ૨

સુત અનુપમ નરસિંહના, જયશંકર જસવંત,
જશના કરિ જન સુખદઈ, દુખનો આણ્યો અંત:
દુખનો આણ્યો અંત, કૃત્ય કરિ પરોપકારી,
ચોખી ચાલથિ કર્યા, ખુશી ઉપરી અધિકારી:
કહે નાથજી ધન્ય, પરમ પ્રિતિ પાત્ર ધરમધર,
જયશંકર જશવંત, સુત નરસિંહ વિજય કર. ૩

નાગર કિમિયાગર વડા, ગુણ સાગર મતિમાન,
પરમારથના પંથમાં, અલ્પ નહીં અભિમાન;
અલ્પ નહીં અભિમાન, વડા વિદ્વાન વિલોક્યા,
દઇ કોવિદ સનમાન, વ્હેંમના વાંધા રોક્યા;
કહે નાથજી નકી, દિસો દીન જન કરૂણાકર,
ગુણ સાગર મતિમાન, વડા નાગર કિમિયાગર. ૪

વિદ્યા રૂપિ વૃક્ષે ઝુમ્યાં, કવિતા ફળ મ્હા મૂલ્ય,

ભોગી જાણી તેહના, પામ્યો હર્ષ અતૂલ્ય;
પામ્યો હર્ષ અતૂલ્ય, જોડવા નામ તમારૂં,
મમ કવિતાની સાથ, અમર રે'વાને સારૂં;
કહે નાગજી ભેટ, મુકું તે લેજો લક્ષે,
કવિતા ફૂળ મ્હા મૂલ્ય, ઝુમ્યાં વિદ્યારૂપિ વૃક્ષે. ૫

ઉપેંદ્રવજ્રા.

સ્વદેશનું હીત ઉરે ધરોછો, કિધાં રૂડાં કૃત્ય અને કરો છો;
ગિરા કરી મિષ્ટ સુનમ્રતાથી, ગુણજ્ઞતા ગ્રાહકછો તથાપિ. ૬

વસંતતિલકા વૃત્ત.

કો રીઝિને અખુટ દ્રવ્યનિ ભેટ આપે,
દે સૂખ કો વડિલ નોકરીના પ્રતાપે;
વસ્તુ દિસે ચળિત એ બધિ વિશ્વ પૂર્ત્તિ,
અર્પૂં હું તેહ થકિ નિશ્ચળ 'काव्यकीर्त्ति'. ૭

લી૦ સેવક.

कर्त्ता.

# प्रस्तावना.



'કાવ્યકીર્ત્તિ' આ નામનું પુસ્તક બહાર પાડવામાં મારો પેહલો પ્રયાસ છે. પરંતુ જાહેરમાં બહાર પડેથી તેપર વિદ્વાનોના મત થયે હવે પછી એવી બાબતમાં જે કાંઈ સંભાળ લેવાની જરૂર જણાય, તે લેવાને બની આવે એવા હેતુથીજ આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

સર્વ વિદ્વજ્જનોના જાણવામાં હશે કે, પૂર્વે વાલ્મિક, વ્યાસાદિક વિર રસથી ભરપૂર કાવ્યકર્ત્તાઓએ પોતાની કાવ્યશક્તિથી લડાઇ અને દેશાબાદીમાં દેશિયોના મનને એટલું તો શૌર્ય ઉપજાવ્યું હતું કે જેથી તે વખતમાં આપણો દેશ સર્વ બાબતમાં શ્રેષ્ઠ ગણાતો હતો; તેમજ દેશ લાભાર્થે વક્તાઓ પોતાનાં ભાષણો ગદ્યમાં કરે તો તેથી જેટલો જુસ્સો શ્રોતાઓ કે વાંચનારાઓને થાય છે, તે કરતાં તેજ ભાષણ જો કાવ્ય રૂપે વર્ણવવામાં આવે તો સાંભળનારના મનને અત્યંત અસર થાય છે એ સ્પષ્ટ છે. પણ સાધારણ રીતે મનુષ્યો ઘરમાં હરતાં ફરતાં અને નવ-

રાશના વખતમાં રાગોટા ખેંચી ગાયાં કરે છે, તો તેમનું ગાયન બધી વખતે રસિક હોતું નથી પણ નવરાશના વખતમાં એવાં રસિક ગાયનો વાંચવા સાંભળવાને તેઓ ઘણા ઇન્તેજાર હોય છે. આ ઉપરથી જણાઈ આવશે કે કાવ્ય એ ઘણી અમૂલ્ય વસ્તુ છે. તેના વિશે એક વિદ્વાન પણ પોતાનો મત આપે છે કે:—

श्लोक.

संसार विष वृक्षस्य द्वयेव रसवित्फले
काव्यामृत रसास्वाद संगमः सज्जनैसह ॥१॥

**ભાવાર્થ:**—સંસાર રૂપી વિષના ઝાડનાં સર્વોત્તમ બેજ ફળ છે, એક તો અમૃત રસવાળાં કાવ્ય, અને બીજું સારા મનુષ્ય-નો સંગ.

વર્તમાન કાળમાં કવિતા વિગેરે લખનારા નવી કોમના શ્રેષ્ઠ અને કનિષ્ઠ લેખકોની સંખ્યા વધવાને લીધે પ્રતિ વરસે ઘણાં પુસ્તકો રસિક કે અરસિકમાં સમાસ થાય એવાં બહાર પડે છે; તેમ છતાં કવિતા એ શી વસ્તુ છે? એમ ધારી સારા સાર વિચાર જે વિદ્વાન સમજે છે, અને જેને પોતાની ભાષાનું પૂર્ણ જ્ઞાન છે; તથા એ રસથી પૂર્ણાનંદમાં નિમગ્ન થઈ જેને

ડહાપણ મેળવવાની ચહાયના હશે, તે તો શ્રેષ્ઠ કવિતા રૂપી કલ્યાણી દેવીનું નિઃસંશય અર્ચન કરવાનો લાભ લેવાને ચુકશેનહીં.

પ્રાચીન વખતમાં કવિતાદિ લખનારાઓને રાજ્ય કર્ત્તા વિગેરે તરફથી એટલું તો ઊત્તેજન મળતું હતું કે તેથી તેઓ ઉત્તમ પ્રકારની હૃદય ભેદક કાવ્ય શકિત ધરાવતા હતા. પણ હાલમાં તેવું ઉત્તેજન મળવું મુશીબત છે, તેમજ કવિતા કરનારાઓની સંખ્યામાં વધારો થયો છે, એ ઘણું ઉત્તમ કામ છે. પણ તેમ થવાથી કોની કાવ્ય શકિત સારી છે, એ પારખવાને કઠિન થઇ પડયું છે; એટલુંજ નહીં પણ ઉત્તમ કાવ્ય કર્ત્તાઓની, વિદ્વાનોની પંક્તિમાં જે ગણના થતી, તે પણ થવાનો પ્રસંગ આવતો નથી-અને તેથી એમ પણ કહી શકું છું કે આવો સમય પારખી શ્રેષ્ઠ કાવ્ય કર્ત્તાઓ તદન નિરાશ થયેલા છે. તેમજ નિર્ધનતાને લીધે સારાં સ્ફુર્ત્તી ભરેલાં કાવ્ય કરી શકતા નથી; ને કરે છે તો તેમની કાવ્ય પ્રસિદ્ધિ પામી શકતી નથી.

બુદ્ધિનો પણ ભૂલવાનો સ્વભાવ છે, તે પ્રમાણે આ પૂસ્તકમાં અત્યંત ખામી હશે; પરંતુ વિદ્વાનો તેવી ખામી દૂર થવાપર મારૂં લક્ષ ખેંચશે તેને માટે તેઓનો ઘણો આભારી થઈશ. અને આ પૂસ્તકની બીજી આવૃતિ અગર આજ નામનું બીજું પૂ-

સ્તક બ્હાર પડતી વખતે બ્યાજબી ખામી દૂર થવાને પ્રયત્ન કરીશ. એવા વિચારથીજ આ પૂસ્તક જાહેર રીતે વિદ્વાન ગ્રહસ્થોની સેવામાં મૂક્યું છે.

આ પુસ્તક બ્હાર પાડવામાં જે વિદ્વાન ગ્રહસ્થોએ મને યોગ્ય મદત આપી છે, તે માટે તેમનો આભારી છું.

ના+ન. પંડ્યા.

# અનૂક્રમણિકા.

# काव्यकीर्त्ति.

## प्रथम दर्शन.

### इश्वर स्तुति. मंगला चरण.

#### છંદ્રવિજય વૃતમ્.

જે સુખકારક, દોષ નિવારક, તારક ભક્તતણા ભવ તાતા,
જે જગ તારણુ, જે દુખ હારણુ, પાપ નિવારણુ, નાથ અજાતા;
જે સુખધામ સ્મરી તુજ નામ, પ્રણામ કરૂં ધરિ હામ વિધાતા,
જે વરદાયક, વિશ્વ વિનાયક, વાયક સૂણુ ત્રિભૂવન ત્રાતા. ૧

#### સૃગ્ધરા વૃતમ્.

વિશ્વોદ્ધારા કૃપાળા સકળ સુખકરા, દુઃખ હર્તા દયાળા,
શાન્તાકારા નિરાળા અખિલ જગ થકી, સર્વ જ્ઞાતા જશાળા;
કર્ત્તા સારા પદાર્થો, નીર, તૃણુ, નગ, ભૂ, આભ, તારા સુરેંદુ,
સર્વે વ્યાપી રહ્યાછો કવિ કવન વિશે, સ્હાય દ્યો દીનબંધૂ. ૧

#### શાર્દૂલ વિક્રીડિતવૃત્ત.

જે જે દીન દયાળ પાળ જિવના, દેવર્ષિ દેવા ખરે,
પ્રેમેથી કરિ વંદના પ્રતિ દિને, શર્ણે રહું તાહરે;
કર્ત્તા તું પ્રભુ છે સમસ્ત જગનો, ન્યારી ગતી તાહરી,
રૂડી કાવ્ય પ્રસાદિ નિત્ય કરવા, તું સ્હાય દેજે હરી. ૧

તારી આ અવની પરે નિરખિને, આશ્ચર્યકારી કૃતી,
તેને વર્ણવવા પ્રભૂ ત્વરિતથી,[1] ચાલે ન મારી મતી;
કીડી જેમ મહાન પર્વત બધો, ઓળંગવા આદરે,
એ રીતે કરૂ છું વિચાર પણ સૌ, આધાર તારો ખરે. ૨
તારી સ્હાય વિના બની ક્યમ શકે, ધારેલિ સૌ ધારણા?
તું વિના ક્યમ સૌ બને અવરથી,[2] આ ઘાટ બ્રહ્માંડના;
તારા વીણ રહી શકે ન નિમિષે, જીવો બધા જક્તના.
એવા પૂર્ણ દયાઘના ત્રિભુવના, પાડો પુરી કામના. ૩
જાંણ્યે આ સઉ જક્તને જણવવા, વૈરાટ રૂપે રહ્યા,
દેખો છો રવિ સોમ નેત્ર દ્વિ[3] થકી, સર્વે તણીતો ક્રિયા;
બુદ્ધિ અલ્પથિ શું લીલા વરણવું, ના પાર પામું કદા,
એવા શ્રીભગવાન! વ્યાપ્ત સઘળે, કલ્યાણકારી સદા. ૪
જોતાં ઊર્દ્ધ પ્રભૂ ખમંડળ[4] વિશે, નક્ષત્ર તારા દિસે,
એ તારી અદ્ભૂત આકૃતિ તણી, ના કો ગતી પામશે;
કેવા માણુસ ત્યાં હશે? ક્યમ વસે? કે શું હશે સર્વ એ?
મિથ્યા યત્ન કરી મુઆ રૂષિ મુની, પામ્યા નહીં પાર તે. ૫
પાણી ને પવમાન,[5] પ્રાણિ, ગિરિઓ, અગ્નિ, રવી, ભૂ, વિધૂ,[6]
ધાતૂ, તેજ, વનસ્પતિ, ગ્રહ ગણો, સૌ તત્વ જોતાં બધૂ;
જન્માધે જઠરાગ્નિમાં જિવ તણી, રક્ષા કરે તું વિભૂ,
છે તારી સઘળી ક્રિયા સૌ સ્થળે, ઓ માન્યવંતા પ્રભૂ! ૬
જ્ઞાતા છો સઉ વિશ્વના ચિદઘના, ત્રાતા અજન્મા વળી,

---

૧. ઝડપથી. ઉતાવળથી. ૨. બીજાથી. ૩. સૂર્ય અને ચંદ્ર એ બે આંખોવડે કરીને સર્વનાં કૃત્ય જુવો છો. ૪. આકાશ મંડળ. ૫. પવન. ૬ ચંદ્રમા.

ધાતા છો જગ જીવના ત્રિભુવના, સર્વત્ર દાતા હરી;
જેનાં શાસ્ત્ર વિશે વિખ્યાણુ કરતા, જ્ઞાની જનો સર્વદા.
એવા શ્રીભગવાન ! ધ્યાન સહિતે, સેવા કરૂં હું સદા, ૭
હંમેશાં ફિરતી કિરીટ[1] તપતો, તેજસ્વિ જેને શિરે,
ચર્યા સર્વ જુવે અદૃશ્ય રહિને, જે દીર્ઘ દૃષ્ટિ પડે;
લાવી પ્રેમ વિશેષ નીજ ઉરમાં, પાળે પ્રજા જંકતની,
ભક્તોનું કરનાર રક્ષણુ સદા, જે શાન્ત રૂપે બની. ૮
જેનું ધ્યાન ઉરે નિરંતર ધરે, યોગેશ્વરો ધૈર્યથી,
જેની સર્વ સમર્થ આ જગ કળા, કોથી કળાતી નથી,
જેની સ્હાય થકી ભવાબ્ધિ[2] તરવા, મેં હામ હૈયે ધરી,
જાણી દાસ નિરાશ કેમ કરશે, તે પ્રાણુ દાતા હરી. ૯
જેના ગૂણુ ગવાય આસ્તિક મુખે, સુબોધ દેતાં બધે,
માયા સૌ અવલોકિ[3] આ જગતની, આનંદ ઊરે વધે;
જે સંસાર વિશેથિ મુક્ત કરશે, અંત્યે દયાને સજી,
તે સૃષ્ટા શિરછત્ર, ચર્ણુ કમળે નિત્યે નમું નાથજી. ૧૦

ગીતિ વૃત.

પરમાત્મા પરમેશા, અખિલ જગતમાં પ્રકાશ છે તારો;
ત્રાતા તંન તમારો, મારો કહિ નાથ હાથ ગ્રહિ તારો- ૧
પરમોદ્ધાર પરાત્મા, પ્રેમ સહિત પાદ પંકજે[4] પ્રણુમું;
વિવેકિ વિશ્વાધિશા, વિમળ મન કરો વિનય[5] થકી વિનવું. ૨
શાન્ત રૂપે સેવકનું, સૃષ્ટા છો સર્વથા શરણ્ય સદા;
કરૂણાબ્ધે કરૂણાકર, કૃતઘ્ન હું, તું કુપિત ન થઈશ કદા- ૩

---

૧. કીર્ત્તિરૂપી મુગટ. ૨ ભવરૂપી દરિયો. ૩ જોઈને. ૪ ચર્ણુ કમળ. ૫ નમ્રતા.

ભવ સિંધુમાં ભ્રમિત થઈ, ભવપતિ ભમું દીનને સુમતિ આપો;
દ્વય કર જોડી દેવા, કરૂ સેવા મુજ દુરિત કૃતી કાપો. ૪
અનાદ્યંત અજરામર,[1] અપ્રતિમ તારૂં રૂપ અકળ દેવા;
સર્વે સ્થળ સર્વેશ્વર, વ્યાપ્ત દિસો વિશ્વનેજ સુખ દેવા. ૫
નિષ્ઠા સાથ નમનથી, નિત્ય નિરંજન નાથ હાથ જોડું;[2]
ગ્નાતા વિશ્વ વિધાતા, ગુણ ગાવાને કાવ્ય રસિક જોડું.[3] ૬
સંસારી કૃતિ ન્યારી, કરૂણાકારી અવિકારી તારી;
વર્ણું શું વિસ્તારી, થિર ધારી હરિ અલ્પ મતિ મારી. ૭
દયા કરો દુખહારી, મારી ક્ષતિ લાવશો પ્રભૂ ન મને;[4]
પ્રાર્થન કરૂં પરમેશ્વર, નિત્ય નાથજી નિયમ રાખિ નમને.[5] ૮

---

### * વસંત તિલકાવૃત્ત.

દેવાધિ દેવ પ્રણમી કરૂં સેવ તારી,
આનંદકારિ ગતિ ન્યારિ પસારિ સારી;
ધારી હમેશ થિર ધ્યાન ધરૂં દયાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અજ્ઞ બાળ. ૧
જુક્તિ કરી જગત સર્વ તમે સૂજાવ્યું,
મૂકી પ્રતાપિ રવિ ચંદ્ર થકી દિપાવ્યું;
વિશ્વેશ વિશ્વ મહિ કીર્ત્તિ કિધી વિશાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અજ્ઞ બાળ. ૨
દેખાય સર્વ અદભૂત તમારિ માયા,

---

૧ જેને જન્મ મર્ણ નથી એવા. ૨. જોડવું ૩ રચવુ. ૪ મનમાં. ૫ નમીને. * આ કવિતા 'બાળકેળવણીરીતિ' પ્રથમ દર્શનમા દાખલ કરવા સારૂ મી. કે. જી. દેરાશરીને આપી હતી.

તેમાં મહા રૂષિ મુની ભમિને ઠગાયા;
સેશો ન મુજ કુર કર્મ ઉરે કૃપાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અગ્ર બાળ. ૩
ત્રાતા ત્રિલોક પતિ ત્રીવિધિ તાપ હારી,
વર્ણું શી રીતથિ કૃતી અતિ અલ્પ મારી;
લજ્યા અમારિ તુજ હાથ સમસ્ત પાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અગ્ર બાળ. ૪
કર્મો હમેશ અઘટીત કરૂંછું પાપી,
સંતાન જાણિ પ્રભુ સ્હાય કરો તથાપિ;
દેખું સમસ્ત જગ કલ્પિત મોહ જાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અગ્ર બાળ. ૫
તારા અપાર ઉપકાર વિચારવેથી,
પામું નપાર કરતાર કદાપિ તેથી;
તારી દયાથિ કદિ વક્ર ન થાય વાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અગ્ર બાળ. ૬
અંત્યે અનાથ પતિ શી ગતિ મારિ થાય ?
તેનો વિચાર કરતાં શુધ સર્વ જાય;
માથે ઘડી પલક મૃત્યુ ભમે અકાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અગ્ર બાળ. ૭
વ્યાપી રહ્યો સકળ વિશ્વ વિશે અનંતા,[૧]
છે ધન્ય તારિ કૃતિની મતિ માન્યવંતા;
દે નાથજી તનુજને[૨] કવિતા રસાળ,
શ્રી વિશ્વનાથ કરૂં વંદન અગ્ર બાળ. ૮

---

૧ જેનો અંત નથી એવા. ૨ પુત્રને.

## ઇંદ્રવંશા વૃત્તમ્.

ન્યારી ગતી હે ! સુખકારિ સર્વના,
દ્રષ્ટિ દયાની કરજ્યે દયા ઘનો;
છું હું મતી હીન મલીન તાહરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૧
સૃષ્ટા સહુ સૃષ્ટિ સૃજાવિ સ્નેહથી,
જોતાં વિચારી તુલના થતી નથી;
તું મ્હેર લાવી કર ઝાલ્ય માહરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૨
કલ્યાંણકારી દુખ હારિ દીલના,
ચાલે ન બુદ્ધિ તુજની દયા વિના;
ભંડાર જગમાં જયકારનો ભરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૩
અત્યંત તારા અપરાધિ બાળને,
કોનું નથી શર્ણું દયા કરો મને;[1]
સર્વે સદાશિવ કુસંગ સંહરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૪
આશા પ્રભૂનાથ અનાથની પુરી,
આપો સદા સહાય જગતિપતા હરી;
હેઆદિ ભક્તિ રૂપિ પંથ પાંશરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૫
લીલા તમારી અકળિત છે ઘણી,
પ્રેમે કરો દ્રષ્ટિ અમો પ્રજા ભણી;

---

૧ મનમાં.

લાવી દયા વૈરિ[1] સમસ્તને હરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૬
વ્યાપી રહ્યા છો વિભૂ વિશ્વમાં તમે,
સૌ સૂખ કર્ત્તા દીન દુઃખને સમે;
આનંદકારી અરજી ઉરે ધરો,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૭
સર્વેશ સાષ્ટાંગ પ્રણામ હું કરૂં,
લાવી પુરી પ્રીત સદા પ્રભૂ સ્મરૂં;
રાખું સદા હું પ્રભુ તુજ આશરે,
કારૂણ્ય સિંધૂ કરતા કૃપા કરો. ૮
વાણી સુધારો દીન જાણિ દાસને,
વંદુ સદા હું શરણે રહી તને;
સેવા કરૂં છું સહુ શોકને તજી,
નેહે નમું નિત્ય અનાથ નાથજી. ૯

## હરિગીત છંદ.

જય દેવ હું કરૂ સેવ સરવે ટેવ કૂડી કાપજે,
ગ્રહિ હાથ મારો, નાથ તારો, ભક્ત કરિને થાપજે;
આનંદકારી, નિરખુ ન્યારી, બુદ્ધિ તારી મુહાનને,
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રીભગવાનને. ૧
પામ્યા નહીં કો પાર, જગ કર્ત્તાર, જન સંસારના,
દેખાય ઠારો ઠાર, અતિ ઉપકાર, સર્જનહારના;
ખોળ્યો જડે નહિ જેહ વસ્તિ વિશે અને જળમાં વને,[2]

---

૧ શત્રુ. ૨ વનમાં.

વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રીભગવાનને. ૨
હરિ અકળ કૃતિ પેખું સકળ સ્થળ, વ્યાપ્ત ગુપ્ત[1] રીતે રહો
સંસારનો સંતોષ દઇ નવ દોષ દીનતણા લહો;
માયા મહાન થકી કરો મુજ મુકત મ્હેર કરી મને,[2]
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રી ભગવાનને. ૩
અદ્‌ભૂત કૃતી છે તાહરી, મતિ માહારી, કળું ના કરે,
હું અજ્ઞપ્રાણી, દીનજાણી, વિમળવાણી, દે હરે !
પાપો પ્રજાળી દ્યો પ્રિતે, પાળી સદા સંતાનને,
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રી ભગવાનને. ૪
પેખું હું શકિત અપાર, જોતાં તિવ શળિ લેઈ હાથમાં,
શી રીતથી સૃજિ સરવ શુભ કૃતિ, નાથ અદ્‌ભુત તેહમા ?
નિરખી નિયમ રચનાતણો, અજ્ઞાન પામું જ્ઞાનને,
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રીભગવાનને. ૫
શાનું બન્યું આકાશ ? વળિ અદ્ધર રહ્યું શાંણે થકી ? !
પાણી અને પાષાણ, નગ, શાંનાં બન્યાં શી રીતથી ? ?
બલિહારિ તારા કામની ભાસે અધિક વિદ્‌વાનને,
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રીભગવાનને. ૬
આહા ! ખુબી હું શું કહું, જગમાં વદન જનનાં જુઓ,
જુજવા કર્યા આકાર ને, વળિ રાગ પણ જૂદા લહો;
અસંખ્ય જીવ જુદી રીતે, જોતાં તજું અભિમાનને,
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રીભગવાનને. ૭
વળિ ભિન્ન ભિન્ન રૂપે સૃજાવિ અઢાર ભાર વનસ્પતિ,
રૂતુ સર્વમાં દિનકર તણી, ચાલે નિયમ પૂર્વક ગતિ;

---

૧ કોઈથી દેખાય નહી એવા ૨ મનમાં.

કહે નાથજી જેને વખાણ્યો, વેદમાં યોગી જને.
વરદાન દાયક, વિશ્વનાયક, વંદુ શ્રીભગવાનને. ૮

## માલિની વૃત્ત.

જગત પતિ તમારી, છે કૃતી સર્વ ન્યારી,
સતત લલિત લીલા, નિર્ખું આનંદકારી;
રમણિય મય તારી, છે ચમત્કારિ ભારી,
કરવ કૃતિ તું સારી, નિત્ય કલ્યાણકારી. ૧
સ્મરણ સરવ કાળે, ધારિયે બ્રહ્મ હેવા,
ભજન રસ ચખાડી, ટાળજે દુષ્ટ હેવા,[૧]
અઘહર[૨] અવિનાશી, શર્ણુ છું સર્વ કાળ,
વિમુખ[૩] કર વિકારો, દીનબંધૂ દયાળ. ૨
અખિલ જગપતી તું, છે ગતી શ્રેયકારી,
સકળ દુરિતહારી, વિશ્વના ઊપકારી;
જન કૃતિ બધિ જ્ઞાતા, વાક્ય સૂધા પ્રદાતા,
જગત જિવન ત્રાતા, મોક્ષ દાતા વિધાતા. ૩
તુજ વિણુ નહિ કોઈ, આશરો એક મારે,
નજિક સમય આવ્યો, નાથ થા સિઘ્ર[૪] વ્હારે;
જગ મહિ જશ કેરી. રાખ્ય કાંઈ ન ખાંમી;
કરગરિ કહુ સ્વામી, વાર વારે પ્રણામી. ૪

## (સર્વ લઘુ અક્ષર) મનહર છંદ.

જય જગકર અઘહર નર નટવર,

૧ ટેવ. ૨ પાપના હરનાર. ૩ દૂર. ૪ ઉતાવળો.

અજર અમર ઉર દરદ દહન[1] કર;
કમળ નયન મન રટત[2] મહત જન,
સતત સરવ ભય ભરમ પરમ હર;
નભ[3] નગ[4] જળપર અકળ સકળ કળ,
અચળ ભજન તન અધમ રદય ભર;
સત સહનમન[5] કરવ અરચન તવ,[6]
સરજનવર મમ કવન કરણ[7] ધર. ૧

(સર્વ ગુરૂ અક્ષર.) મનહર છંદ.

તારી માયા ન્યારી હું સંસારી આરાધું મોરારી,
ધારી શાતાકારી, ભારી આનંદે સંભારૂં છું;
સૃષ્ટિ રૂપી વાડીને વિસ્તારી સ્નેહે એવા માળી,
ન્યારાં તારાં સારાં કૃત્યો સંભારીને હારૂં છું;
સૃષ્ટી કર્ત્તા સ્વામી ખામી વાળો પ્રાણી કામી હું તો,
માફી દેજે દેવા લેવા સેવા રૂહે ધારૂં છું;
પેખીને આકાશી ખૂબી ખાશી હું સાબાશી આપું,
લીલા પૂરી પ્રીતે પાયે લાગીને વિસ્તારૂં છું. ૧



## काव्य स्तुति.

### વસંત તિલકા વૃત્ત.

છે માત તું કવિ તણી કવિતા કૃપાળી,

---

૧ દુખને બાળીનાંખ. ૨ સ્મરણ કરવું. ૩ આકાશ. ૪ પર્વત ૫ નમન શાયે. ૬ તારૂં. ૭ કાન. શ્રવણ.

તારી કૃપાથિ રળિયા યશ ભોજ કાળી;*
નેં મ્હેર કીધિ મનમાં ધરિ પૂર્ણ જેને,
તો કીર્તિની કશી રહી નહિ ન્યૂન તેને. ૧
તારી કૃપાથિ સ્મૃતિને મનુએ પ્રસારી,
તારી કૃપાથિજ મળે વધુ* વાક સારી;
જેણે પ્રમોદ[૧] કરિને લીધિ તું પ્રસાદી,
પામ્યા સુકીર્ત્તિ મુનિ વાલ્મિક વ્યાસ આદી. ૨
નેં કૈંકને કરિ દયા નિજ શર્ણું લીધા,
જિવ્હા વિશે વશિ કવિશ્વર પ્રૌઢ કીધા;
ઓ માવડી! મતિ તણી રતિ હાથ તારે,
અંગે ઉમંગ ધરિ સંચર સિઘ્ર[૨] વ્હારે- ૩
તે રંકને મહત રાય બનાવિ દીધા,
લાવી દયા કંઈક લાયક ભક્ત કીધા;
તારા થકી મનુષ્ય, દાનવ, દેવ, નાગ,
બૂડે તરે કંઈક કીર્ત્તિ રળે અથાગ- ૪
વાંચ્યે સુણ્યે સજનની ચિત ચોર તું છે,
ઓ માત નક્કિ કવિ કાળજ કોર તું છે;
હું નાથજી શરણછું વરદાન દેજે,
આદ્યેથિ અંત સુધિ માત નિભાવિ લેજે- ૫

## सविता प्रते अन्योक्ति.

### શાર્દૂલ વિક્રિડિત.

**પ્રશ્ન**—રેરે!! સૂર્ય સમસ્ત સૃષ્ટિ સુખદા, સાનંદ કારીસદા,

---

* કાળીદાસ પંડીત. * વધારે. બહુ. ૧ આનંદ. ૨ ત્વરથી. ઉતાવળથી.

એવો તૂજ પ્રતાપતો ધુવડશું ? સંતાપ રાખી સદા;
ઉત્તર—દેખી અન્ય તણી હમેશ ચડતી, જોએહ ઈર્ષ્યા કરે,
તો એવા અભિમાનિ પ્રાણિ શઠની, છે શીસ્પૃહા માહરે ! ૧

## કવિ પ્રતે.

### ઇંદ્રવજ્રા વૃત્ત.

તું જાણજે ચાતુર કાવ્યકાર, અજ્ઞાનિ પેખેન અસાર સાર;
જાણે નગુણ વાયસ[1] કોકિલાનો,[2] શું જાણશે તેગુણ કાવ્યમાંનો? ૧

### ઉપજાતિ વૃતમ્.

અજ્ઞાનિની શુભ અશુભ હાંશો,
સુણી જરા લાવિશના ઉદાસો;
જોગામ વચ્ચે કંઈ કૂપ હોશે,
ઉંડો કહે કો ઉતળો કહેશે- ૨

### ઇંદ્રવજ્રા વૃત્ત.

કોવિદ શિક્ષા દિલ મધ્ય લેજે, સંદેહ સર્વે પુછતો રહેજે;
લોહું અડયે પારસ ગૂણદેશે, જ્ઞાનીજનો તેમ સુધારિ લેશે. ૩

## કવિ અને કવિતા.

### શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

ઓ વ્હાલી ! કવિતા પ્રિતી તુજતણી, નીર્ખીસદા રાચતો,
તારૂં ધ્યાંન ધરીસદા રદયમાં, સાનંદ લ્હેરી થતો;

---

૧ કાગડો. ૨ કોયલ.

ભાવી હું તુજનો કદીન વિસરૂં, દેજે સમાધી ઉરે,
જો દેખું તવયોગ્ય ચાકર મને તો રાખજે આશરે. ૧

નામાંકીત થયો બધાસ્થળ વિશે, ઓ માત! તારા થકી,
હમેશાં પ્રિતથી પુજું મમમથા, ઝાંખી રૂદેમાં ધરી;
હું તારાપર લાવું જો રીસ જરા, કંટાળિ ઉરે કદા,
તો દેજે મુજ માફિ પૂત્ર સમજી, પાસે રહી સર્વદા. ૨

આપોને વરદાન ચાનકથકી,[1] રોજે ઉમંગે ભજું,
નીતીલાડ લડાવિઆ અવનિમાં, ચોખ્ખું કરો કાળજું;
મારૂચિત્ત ઠર્યું સદાતુજ વિશે, તોકેમ પાછો ફરૂં,
તારાં ગીત ગવાડ પ્યાર કરિને, નિત્યોપકારો સ્મરૂં. ૩

પ્રીતીરોજ નિભાવજે ઉમળકે, ઊરેજ વાસોવશી,
થાજે સ્હાય મયાળુસંકટ સમે, જાશે વિકારો ખશી;
દેખીને તુજને હું વ્યાકુળ બનું, નાઅન્ય સૂઝે કશું!
જો થાયે કદિતું વિયોગ મુજને, તોથાઉં જેવોપશુ. ૪

ઓ વ્હાલી! તુજ રંગમાંય રૂમવા, નીચોપડુંને ચઢું,
તારાથી વિખુટો પડું કવચિતતો, લેસોબની આથડું;
ધારૂં હામહું તૂજ આશ્રય થકી, તો શાંનિબાકી રસે,
તારાથી વિપરીતજો કદિબને, તોયે હિતસ્વી થશે. ૫

હંમેશાં તુજને પ્રસન્ન કરવા, હર્ષે સમાધી ધરૂં,
દેખું જેમ સ્વરૂપ શુભ દિલમાં, હું તેમ યાદી[2] કરૂં;
દેજે તેહવિશે કૃતેહ પુરતી, માગુંછુ બક્ષિસ એ,
તોપ્યારી મુજ માવડી કરિદયા, તું આપજે તે હવે. ૬

---

૧ કાળજીથી. ૨ ટાંચણ.

## સંસાર પ્રબંધ.*

### ઇશ્વર સ્તુતિ.

### [1]શિબિકા પ્રબંધ.

#### દોહરો.

વદે ખલકકારી[2] દયા, યાદકરત તુજ સેવ;
વસે જગતકૃત ગુપત સત, સુખકર હર દુખ દેવ- ૧

## સંસાર ગતિ વર્ણન.

#### દોહરો.

કષ્ટ અધિક આવીપડે, વપુમાં વધે વિકાર;
તોય છોડવો નવગમે, મોહ રૂપ સંસાર- ૧

#### વસંતતિલકા વૃત્ત.

સંસારમાં બહુન છેવટ સાર સારો,
હારી ગયા રૂષિ અને મુનિ શાસ્ત્રકારો;
છુટે ન મોહ તણિ જાળ વિશે ભરાયા,
સંસારની અધિક બંધન કારિ માયા. ૧

* આંમાં માતાના ઊદરમાંથી જન્મ્યો ત્યાંથી તે ચિતામાં પ્રવેશ કર્યો ત્યાં સુધીનું મનુસ્યંની આખી જીંદગીનું વર્ણન કરેલું છે કે આ સંસારમાં જન્મિને એક ઘડીપણ પ્રભુને ગવાયા નહી. તે તથા તે કેવા કેવા વિકારવાળે પંથે આથડ્યો વીગેરે. * * * ૧ પાલખી. ૨ કરનાર.

## બાલ્યાવસ્થા વર્ણન.

માતા તણા ઊદરમાં નવમાસ રાખ્યો,
દેવે દયા કરિ નિભાવિ બહાર નાંખ્યો,
થાતો ગયો વરસ બે ત્રણ ચાર પાંચ,
સંસાર રૂપિ દવની મન લાગિ આંચ. ૨
માતા પિતા પછિ વિચાર કરે છ કેવો,
આ પૂત્ર લગ્ન કરિને શુભ લ્હાવ લેવો;
એવે સમે ઉમર જ્યાં પટ[1] સાત થાયે,
પર્ણાવિયો પછિ પ્રિતે જનની પિતાયે. ૩
ભોળાંજનો ફકત એકજ લ્હાવ માટે,
સંતાન નીજ કુમળાં દુખ માંય દાટે;
પોતે કરે રદયમાં ન વિચાર એક,
દેશી જનો સકળ વાટ ઉઠયો વિવેક- ૪
કેવી રીતે પરણવું? સમજે ન બાળા,
તેના મળી સરવ કેમ ભરે ઉચાળા?!
રૂદે થકી કમકમાટ ન કેમ આવે?
દેશી જનો બહુ થઈ સમજે સ્વભાવે.
લાવો હવે તન તણી વહુ ઘેર તેડી,
નાંખો પછી પરમ પ્રેમ રૂપીજ બેડી;
લાગી યુવાન બનવા સુવિચીત્ર કાયા,
ત્યાં સુધિમાં જગત પાલક ના ગવાયા. ૬

---

૧ છ સાત વરસનો.

## યુવાવસ્થા વર્ણન.

બાળાપણું સરવ વ્હેતું ગયું શરીરે.
ઊભો પછી યુવરૂપી[1] સરિતાનિ તીરે
તું ચેત ચેત !! નહિતો ઘસડયો જવાનો
છે આ સમો અધિક જોર વિચારવાનો, ૭
વિધા તણો સરસ સ્વાદ ખચિત્ત ભૂલ્યો,
વામા વિલાસ કરિ ફોકટ આપ ફૂલ્યો,
અંગે ફુલેલ વળી તેલ શિરે લગાવે,
સંસાર ખેલ છટકેલ બધો ભજાવે. ૮
હોળે હમેશ શિર કેશ વિશેષ પોતે,
વસ્ત્રો નવીન ધરિ વક્ર સદા ફરેતે;
જોવા રૂડું મુખ સમીપ મુકે અરિસો,[2]
પોતે કર્યો પરમ પ્રેમથિ ખૂબ ન્રીશો. ૯
છાંટયાં સુઅત્તર સુગંધિ ગુલાબવારી,[3]
જાંણ્યે રૂડો નિરખિ મોહિત થાય નારી;
તેં ખાન પાન સનમાન બધું ગુમાવ્યું,
દેહભિમાન થકિ જ્ઞાન કશું ન આવ્યું. ૧૦
પોતા તણા ભુવનમાં શિશુ આવિ આગે[4],
"બાપા" કહી નવિન માગણિ નિત્ય માગે;
એવે સમે વદનઆપ અતિ વિકાસે,[5]

---

૧ જુવાની રૂપી નદીને કાંઠે. ૨ દર્પણ આયનો. ૩ ગુલાબની સુગંધી યુંકત પાણી. ૪ પાંસે આવીને ૫ પુત્ર આવીને કહેશે કે "બાપા મારે ફલાંણું જોઇએ છીએ" એવું સાંભળી આશ્ચર્યની સાથે ઘણો આનંદ પામે છે કે આ છોકરો તે શું બોલ્યો ? !

આશ્ચર્યકારિ સુતના શુભ બોલ ભાસે. ૧૧
આછે ભલી નિજ ત્રિયા, નિજ સુત સુતા,
પોતા તણાં ભગનિ ભ્રાત પિતા પ્રસુતા;
તું એમ ધારિ અતિ લીમ થયો ઉરેથી,
માયાતણી ઠગ રીતિ સમજ્યો ન તેથી- ૧૨
હાવે થયું સુત સુતા પરણાવવાનું,
જોવું પડે કુળ અરે! બહુ દુઃખ એનું;
જો ના જુવે સુકુળ તો પુઠ વાત થાય,
"સંતાન વિક્રય કરી કરિયો વિવાય" ૧૩
એથી વળી અધિક વાત પછાડિ બોલે,
જ્યાં જ્યાં મળી હિણુ ભજે નર નારિ ટોળે;
રે ! એમ આ સકળ નાત બની અનાડી,
પાડે ગરીબ શિશુને અતિક્રૂર દાડી- ૧૪
આવે પછી સમિપ મ્હૂરત લગ્ન કેરૂં,
આનંદ રૂપિ સુખ થાય ઉરે ઘણેરૂં;
વામા વિચિત્ર શણગાર ઘણા ધરે છે,
ગાતીજ ગીત શુરમાં હરખે ફરે છે. ૧૫
ફૂભારજા બહુ જણી ધણિને સતાવે,
ના હોય તો પર અલંકૃત[1] માગિ લાવે;
તેને સજી પ્રિતથિ આપ વિવાહ મ્હાલે,
દેખાડતી સરવને મન મગ્ન ચાલે. ૧૬
ગાતી ખચિત્તગિત નષ્ઠ[2] ઘણી પતીતા[3],
લાવે ન લાજ સુણતાં નિજ ભ્રાત પીતા;

૧ ઘરેણું. ૨ નઠારાં ગીત. ૩ પાપણીઓ.

આનું નિહાળિ અતિશે મુજહાસ દાઝે.
આરીત સૌ દુરિત આપણુંને નડાજે- ૧૭
મોટા વિશેષ નિજ ઘેર વશ કરેછે.
ધો સાકરો પરમ પ્રેમથિ વાપરેછે;
લક્ષ્મી બહુ ખરચિ નાત જમાડે.
ના ધ્યાનતો પરતણું ધન કેજ ઉપાડે. ૧૮
આરોગતાં સરસ મૂર્ખથિ ધન્ય બોલે,
કેશે વળી અવર કોઈ નઆપ તોલે.
એવું સુણી ઉરથિ આપ અતુલ્ય ફુલે.
મિથ્યાભિમાનિ મુરખા મદમાંય[1] ડુલે- ૧૯
મિષ્ટાન્ન પાન કરિજ્યાં સરવે સિધાવે.
કેતરાં માગણ પછી ભિખરાણિ આવે.
કોઈ કહે ઘૃત તણા સહુ દામ લાવો.
કોઈ કહે કીમત સૌ ઘઉની અપાવો- ૨૦
ઓપાસ એવિ રીતથી બહુ ટોક[2] ચાલે.
હુંકાર ખૂબ સુણતાં મનમાંય સાલે;
કાઢે પછી નશિબનો બહુ વાંક પોતે,
રે ! આમ કેમ મુજરંક કર્યો પ્રભૂ તેં? ૨૧
વેચ્યું પછીથિ નિજ નારિતણું ઘરેણું,
તોપે વળ્યું નહિ કરેલુ અધિક દેણું[3];
હાલો થયો કશું રહ્યું નહિ હાથ જ્યારે,
ત્યારે કીધી અરજિયો સહુ લેહણદારે- ૨૨
જુઠા ઉભા કરિ અરે ! બહુ સાક્ષિ લાવ્યો.

૧ ગામમાં. ૨ ટોકવું. માગવું. ૩ દેવું.

વાદી તણા રદ થયા ઝટ સર્વ દાવા;
સારૂં થયું નહિ અરે ! પણ તોય તારૂં,
ક્રોધાગ્નિ તર્કટ પછી નિપજે નઠારૂં- ૨૩
રે ! આમ દંપતિ તણું સુખ સર્વ વામે[1],
અંત્યે વિશેષ દુખમાંય ઉરે વિરામે;
યુવાપણું ગયું જરાપણ દિન આવ્યા,
ત્યાં સૃષ્ટિમાં જગત પાળક ના ગવાયા. ૨૪

## વૃદ્ધાવસ્થા વર્ણન.

સૌ કેશ શ્વેત બનિયા શુભ આ શરીરે,
સાંધા વિશે રહિ નશક્તિ અરે ! લગીરે;
જેને જરાપણુ તણો બહુ ત્રાસ પામી,
બંને થયા શ્રવણ બૂચ હવે હરામી- ૨૫
રે ! પાપિ પેટ નહિ પાચન શક્તિ ભાગી,
સૌ દંત વીણુ રસના બનિછે અભાગી;
ખાવાતણો કહિયેકે નહિ સ્વાદ કાંઈ,
તેણે થકી નિત્ય રહે મનમાં મુઝાઈ- ૨૬
માંડ્યું જવા સરવ તેજ હિ,[2] અક્ષિકાનું,
વૃદ્ધાપણે વિત હર્યું વપુમાં બધાનું;
કાયા વિશે અધિક કંપ થયેલ દીસે,
પોતે કદાપિ વળિ વંક વળ્યો અતીશે- ૨૭
કોદી શિખામણ તણો હિત બોધ સારો,
નારી અને શિશુવદે " વધિયો લવારો; "

---

૧ ઓછું થાય. ૨ બંને આંખોનું.

" એતો હવે ઘડપણે ગતિહીણ પામ્યો,"
" છોને મુખેથિ લવરી કરતો નકામો "- ૨૮
એ સાંભળી અધિક આપ થયો નિરાશ,
તોયે છુટયો નહિ મહા બળિ મોહ પાશ;
તું જાંણજે જગત આ બધિ જૂઠિ બાજી,
તે જોઈને શિદ તું ફોકટ થાય રાજી- ૨૯
સંસારમાં સરવ સ્વારથનાં[1] સગાંછે,
તે સર્વે સ્વારથ મટયે અળગાં રહેછે;
સૌ કૂટશે બળ કરી જગના રીવાજે,
આ લોકમાં અધિક આબરૂ વૃદ્ધિ કાજે- ૩૦
તારૂ જરા સુખ નહીં ચિતમાં ચહાશે,
ઓ પ્રાણિ ચેત ! નહિતો ગતિશી પમાશે ?
છાયાવિ[2] ઉજવળ જરા નહિ કીર્ત્તિકીધી,
આ પેટ માટ અઘ[3] પોટલિ શીર લીધી- ૩૧
કાં[4] ગંદિ દેહતણિ વ્યર્થ કરે ગરૂરી,
છે વાત, પીત, કફ, રોગ, ભરેલિ પૂરી;
જોધારિ જ્ઞાન તણું અંજન આપ આંજી,
નીતીનિ રીતિ સજ પામર જીવ પાજી- ૩૨
આવો રૂડો મનુષ્ય દેહ ફરી ન આવે,
એવું વિચારિ ભજ ઈશ્વર પૂર્ણ ભાવે;
છે છે નથી નથિ સમાન તમામ માયા,
આખેર અગ્નિ મહિ ખાખ થવાનિ કાયા- ૩૩
આવ્યા કંઈ, કંઈ ગયા, વળિ આવિ જાશે,

---

૧ સ્વાર્થનાં. ૨ છાયામાત્ર પણ. ૩ પાપની પોટલી ૪ કયમ.

શ્રીમંત રંક સઉની ગતિ એક થાશે;
કોદીન પીંજરથિ પોપટ ઊડિ જાશે,
દેહાભિમાન કરવો પણ સૌ વૃથાછે- ૩૪
છે પદ્મ[1] પાત્ર પરનું જળ બુંદ જેવું,
જો આરસી પર ઠરે નહિ મોતિ કેવું?
જેને તરંગ તણિ ગાંઠ પડે ન જેમ,
સંસાર સૂખ જરિયે નથિ સ્થીર તેમ- ૩૫
આ છેજ ફૂલ તણિ વાડિ બહું ખિલાડી,
તે સર્વ મ્લાન[2] પડતાં નહિ વાર ધાડી[3];
તેં નીતિ રીતિપર પ્રીતિ જરા ન આંણી,
તાકી સવાર્થ પરમાર્થ કર્યું ન પ્રાંણી- ૩૬
જેણેથિ અંત સમયે બહુ લાભપામે,
તેનો વિચાર અણુમાત્ર કર્યો નહીંતેં;
પાસે હવે મરણના ક્રુર દિન આવ્યા,
ત્યાં સુધિમાં જગત પાળક ના ગવાયા- ૩૭

## अंत : काळ देहावस्था वर्णन-

હાવે રહી દુખ તણી નહિ કાંઈ સીમા,
ઓકે ચઢયું પુરણ વ્હાંણ મહોદધીમાં;
રે રે! ખલાસિ તણું સૌબળખેંચિ લીધું,

---

૧ જેવું કમળના પત્ર ઉપર પાણીનું ટોપું ઠરી શકતું નથી તથા જેમ દર્પણ ઉપર મોતી ઠરતું નથી અને તરંગોની ગાંઠ કદી પણ પડતી નથી તેમ સંસારનુ સુખ સ્થિર રહી શકતુનથી ૨ કરમાવું ૩ લાંબી.

વંટોળિયે સુતરિ[1] ડાકમ ડોળ કીધું- ૩૮
ભાગ્યુ પછીથિ અથડાઈ અરે ! ખરાબે,
ખૂટ્યો પતિ પ્રિય રહી પણ શા હિસાબે ?
આક્રંદ લાગિ કરવા પતિ વીણ નારી,
ઓનાથ ! મૂકિ ક્યમ એકલિ પ્રાણ પ્યારી ! ૩૯
આવું શી રીતથિ હવે શરણે તમારા ?
વ્હાલા વિયોગથિ ઝરે દૃગ[2] અશ્રુધારા;
હું જાણતી નહતિ આપ જશો છળેથી.
તે છેતરી પ્રિતમ પ્રાણ કળે કળેથી- ૪૦
તારા વિયોગથિ અરે ! ચિતડું ચળે છે,
તારો વિયોગિ દવ[3] ખૂબ ઉરે બળે છે;
તારા વિના મુજનિ દાઝ ન કોઈ જાણો.
ધિક્કારશે તુજ ગયે મુજને બધાંએ- ૪૧
સ્વામી વિનાનિ વનિતા પશુ તુલ્ય જાણો,
સ્વામી વિના જિવન ફોગટ આ પ્રમાણો;
સ્વામી વિના જગત આળ અનિ ચઢાવે,
સ્વામી વિના ઉર દયા નહિ કોઈ લાવે- ૪૨
તેં લાધનારિ શણગાર બધા ઉતારી,
જે રૂપ વંતિ હતિ તે કીધિ છે નઠારી;
તેં તો કર્યું નિજ પ્રિયા શિર કષ્ટ પૂરૂં,
ટોળેથિ છુટિ મૃગિ જંગલમાંય ઝૂરે- ૪૩
આવું ઘટે નકરવું પ્રભુ નાથ તુંને,
રે ! છેહ દૈ રઝળતિ કરિ દાસિ હુંને;

૧ વાહાણુ ૨ આંખ ૩ અગ્નિ.

ઝાળી હવે શું કરવું ! અહિંયાંજ માટે.
સ્વામી વિનાનું ધિક જીવન વિશ્વમાંહિ- ૪૪
સ્નાનાર્ચનેથિ પવિ તે શુભ ધૈર્યતામાં.
પ્રેમે પછી સજ્જ થઇ પડવા ચિતામાં;
માયા વિભૂતિ કરિ વાર ન કીધ લેશ,
વિક્રાળ અગ્નિ મહિ સવ કર્યો પ્રવેશ- ૪૫

## काव्य कर्त्ता स्तुति.

શ્રી સર્વનાથ ! તુજ હાથ અનાથ છેહું,
સંસારનું દુખ અરે ! નથિ કાંઈ થોડું;
ત્રાતા નિવારણ કરો ઉર રહેમ લાવી,
પાળો તનુજ જગના અરિને[1] હઠાવી- ૪૬
બાળા પણું પરમ દુઃખનું મૂળ જાણ્યું,
તેઉ અનેક અવગુણ વિકાર વાળું;
દેખી નવિન ડરતું નથિ ચિત્તશાંમાં,
ગોથાં ગણે મુરખના પણુમાં નકાંમાં- ૪૭
આનંદ છોડિ ક્ષણમાં ભયભીત થાય,
તૃપ્તિ જરાન વળિ મૂઢ પણે સદાય:
પોતા તણા જિવનની પરવા ન જેને,
થાઈશ દુઃખિ સુખિ ભાંન જરા ન તેને. ૪૮
વેશ્યા તણું ચિત ઠરે નહિ એક માંહી,
તેવી રીતે શિશુપણે ઠરતો નંક્યાંહી;
રેતો હમેશ અપવિત્ર વિવેક હાન,

1 શત્રુ

તાતો[1] બને ઘડિકમાં કદિથાય દીન.[2] ૪૯
દારાક્ષને નદિપ્રવાહ ફરેન ક્યારે,
તેવી મનેંદ્રિ શિશુ ચંચળ વૃત્તિ ધારે;
જો પ્રીત લાવિ કદિજાય નિશાળમાંય,
દેખે ગુરૂ[3] સમિપકે ભય ભીત થાય- ૫૦
જ્યંજ્યે નિહાળિ જમ આકૃતિ કોઈ ત્રાસે,
દેખી દ્રગે[4] ખગપતી જ્યમ વ્યાળ[5] નાસે;
તેવી રીતેથિ ગુરૂને ભયકારિ જાંણી.
થાતો હમેશ ભયભીત અબૂધ પ્રાંણી- ૫૧
જો થાય દુઃખિ બહુધા શરિરે કદાય,
મુંગાપણે મુખ થકી ન કહી શકાય;
થાયે અરે ! અધિક જ્વર બિશે ઉતાપો,
બાળા પણું કદિ નહીં મમનાથ આપો- ૫૨
યૂવા વયે તરત કામ પિશાચ આવી,
યૂક્તિ વડેથિ કરિ અંધદિધો દબાવી;
જોતો ફરે થઇ હરામિ ઠરે ન ક્યાંહી,
ચોટયું ખચિત્ત ચિત ચંચળ[6] વૃત્તિ માંહી- ૫૩
વિંધાય કારિ[7] જરમાં ક્રૂર નેત્રબાંણે,
કષ્ટાય જાય તદપી[8] મરવા પરાંણે;
યુવાપણું ઊપર સુંદરતાનું સોહે,
ને અંતરે જ્યમ ધ્રુના[9] ભર્યું વ્રક્ષ હોયે. ૫૪
દેખી નિશા યુવ રૂપી પટચોર આવી,

---

૧ ક્રોધાયમાન ૨ગરીબ. ૩મેહેતાજીને. ૪ ગરૂડ. ૫ સર્પ ૬ સ્ત્રિયોમાં ૭ બહુ જોરથી ૮ તોપણ. ૯ ઉધેઈ, સળો.

તે આત્મજ્ઞાન બુદ્ધિ લે ઉરમાં દબાવી;
વિદ્વાન જ્ઞાન મય સુમતિ પૂર્ણ હોય,
તોયે મલીન કરતાં નહીં વાર કાંય. ૫૫
સ્વપ્ના વિશે છળ કરી જયમ જાય નારી,
રે! તેમ તે છળ કરી કળથી જનારી;
પામે નહીં ઉર થકી સુખ એ વડેથી,
બંધાય કામગજ જ્યાં યુવ સાંકળેથી.[1] ૫૬
આ છવ ઊપર યુવા રૂપિ શસ્ત્ર[2] ઘૂમે,
જો મુક્ત થાય કહું ધન્ય છવ્યો ભલું તે;
ના થાય કો દિવસ વજ્રતણો પ્રહાર,
મુક્તિ મળે યશ રહે જગમાં અપાર. ૫૭
જ્યાં સુધિ વિષય મહીં નિજ ચિત્ત લાગ્યું,
જાંણે છ અંતર થકી મળ્યું સુખ માગ્યું;
થાયે વિયોગ તવ દુઃખ વિશે દટાય,
મૂખેથિ હાય કહિને કરમાય કાય. ૫૮
જેવે મહા બળિયુવા રૂપિ સૂર્ય આવે,
તે દુઃખ રૂપી અરવિંદ[3] તદા ખિલાવે;
ના ઘોર[4] માંહિ જ્યમ વસ્તુનું જ્ઞાન થાય,
યુવા વયે શુભ અશુભ ન ઓળખાય. ૫૯

---

૧ જુવાની રૂપી સાંકળેથી જ્યાં કામ રૂપી હાથી બંધાયો તો મનુષ્યને તેથી જરાપણ સૂખ મળતું નથી. ૨ કામ, ક્રોધ, લોભ,મદ, મોહ, મત્સરરૂપી જુવાનીમાં ઘાયલ કરનાર હથિયારો છે તેથી ઘણી યુક્તિથી તેમાંથી બચવું જોઈએ. ૩ કમળ. ૪ અંધારૂં.

છે જન્મ ઉત્તમ મનુષ્ય તણો બધામાં,
તે ભૂલિ લુબ્ધ બનિયો સ્મર વાસનામાં;
રે ! જેમ વિદ્યુત[1] તણા ચમકાર થાય,
તેવી રીતે ઠગ યુવાવય ચાલિ જાય- ૬૦
મ્હા દુ:ખદાયક જરા[2] રૂપિ રાત્રિ માંહે,
ખાંશી રૂપી કરતિ શબ્દ શિયાળ ત્યાંહે;
આધિ ઉપાધિ રૂપિ ઊલુક[3] વાસ કર્ત્તા,
થાજો સહાય જગનાયક કષ્ટ હર્ત્તા- ૬૧
મ્હા જોધ ક્રોધ રણ સૈન્ય બધું હઠાવે,
હુંકારથી રીપુ તણી સ્મૃતિ વિસરાવે;
સંગ્રામ આગળ ધરી ધરિદાવ લીધા,
(ઘડપણે) તેને ઝપેટિ શુરમાં અતિ દીન કીધા. ૬૨
બાળાપણું અધિક મૂઢ સમું નિહાળું,
યુવાપણું ઘણું જણાય વિકાર વાળું;
ઓ નાથ ! વૃદ્ધપણું છે દુખ દાય ભારી,
ના આપ્ય જન્મ ફરિ, લેકર બાંહ્ય મારી,[4] ૬૩
સ્વાર્થાર્થ આ મથનછે નહિ જુજમારૂ,
કોડાપણું કથન છે જન હીત સારૂ;
કારૂણ્ય નાથ શુભ સ્હાય થકી તમારી,
વ્હાલેથિ વંદિ ગુજરાતિ ગિરા[5] રસાળી. ૬૪

---

૧ વીજળી. ૨ ઘડપણ. ૩ ઘુડ. ૪ બાળાપણું મૂઢ જેવું છે અને યુવાની ઘણા ઘણા વિકારોવાળું છે તેમજ ઘડપણ બહુ દુ:ખ દેનારૂં છે. માટે હે પ્રભુ ! મને ફરી જન્મ આપીશ નહીં અને મા રી બાંહ્ય ઝાલી લે. ૫ ભાષા. વાણી.

હું દ્વિજ સુત્રપુર[1] ગ્રામ તણો નિવાશી,
છું નાથજી રસિક કાવ્ય તણો વિલાસી,
આ છે પ્રબંધ પ્રભુ પૂર્ણ પ્રસાદ તારો,
નિત્યે રહું શરણનાથ ત્વરાથિ[2] તારો. ૬૫



## काळ गति विषे.

### કુંડળિયા છંદ.

સૂર્ય ઉદે થઈ આગમે, શશિ ક્ષિણ થાય કળાય;
વરસે જળ નદિ પુર વધે, ગ્રીષ્મ રતે સૂકાય;
ગ્રીષ્મ રતે સૂકાય, રહે નહિ નિશ્ચળ જોતાં,
જેમનું તેમ જણાય, હોય વ્હેતું ત્યાંનું ત્યાં;
કાળ ગતિનું ચક્ર, ફરે ફરતું જ્યાં ત્યાં જઈ,
ચઢતી પડતી જેમ, આથમે સૂર્ય ઊદે થઈ. ૧
વનમાં નવ પલ્લવ ખિલે, બેઠી રૂતુ વસંત,
જ્યારે આવે પાનખર, ત્યારે તેનો અંત;
ત્યારે તેનો અંત, વાત વિસ્મય એ લાગે,
જે બેસે સુખપાલ, તેહ કદિ ભિક્ષા માગે;
માં કરજે ચિંતાય, નાથજી જુઠો આ ભવ,
અસ્તોદય છે જેમ, ખિલે વનમાંનવ પલ્લવ. ૨

---

૧ કપડવણુજ. ૨ ઊતાવળથી.

# जीवने शिक्षा.

## रत्नावळी अलंकार.

### મનાહુર છંદ.

આદિ[1] તક[2] સાધિ જીવ શિવનું સેવન કર,
શો મદાંધ થઇ ફરે વ્યર્થ ગર્વ લાવેછે!
મંગળ કરે પ્રભૂ અમંગળનું સર્વ કાળ,
બુધ[3] જન મોટા મોટા મૂર્ખને બનાવેછે;
ગુરૂતા[4] પામિને ભલા મુનિયો કીરતિ રળ્યા,
શા કરવા રહ્યો. મોટા ઢોંગ દરશાવેછે?
મંદ ધી[5] -ખિલાવે પ્રભુ ચંદના પ્રકાશ તુલ્ય,
સાતવાર[6] નાથજી સમજ સમજાવેછે. 1

## જીવને શિક્ષા.

### ઉપેદ્રવજ્રા વૃત્તમ્.*

અરે ! જતુંછે જીવડા મરીને. બચીશ ક્યાં દુષ્કર્મો કરીને;
કૃતી પ્રમાણે ફળને પમાશે, વિનાશ વેળા વિપરીત થાશે. ૧
વિચાર હૈયે ન કરે લગારે, નકામ ભુંડા બટકાં તું મારે;
ક્યાં ફરે લાલચના ભિડાશે, વિનાશ વેળા વિપરીત થાશે. ૨
રૂડો દિસે માનવ દેહ આવો, પછીથિ તેમાં નહિ કાંઈ દાવો;
શું દેહ આ અગ્નિ વિશે દઝાશે ! વિનાશ વેળા વિપરીત થાશે. ૩

---

૧ પેહેલેથી. ૨ વખત. ૩ બુદ્ધિમાન. ૪ મોટાઈ. ૫ બુદ્ધિ. ૬ સાત વખત અથવા સાત વાર. * આ કવિતા માહે અપ્રેલ સને ૧૮૮૫ ના "માસીકસાર સંગ્રહ" માં છપાવી છે.

ફરે છ પ્હેરી પટકૂળ સારાં, દિસે અરે ! આચરણો[1] નઠારાં;
ઠગાય તું ઈંદ્રિ તણા વિલાસે, વિનાશ વેળા વિપરીત થાશે. ૪
જમે ભલાં ભોજન ભાત ભાતે, રમે તજી આળસ દિન રાતે;
કર્યું નહીં સાર્થક અન્ય[2] આશે, વિનાશ વેળા વિપરીત થાશે. ૫
પરોપકારી નવ કૃત્ય કિધું, કુનિંદ્ય રૂપી વિષ પાન પીધું;
લિધો લપેટી ક્રુર મોહ પાશે,[3] વિનાશ વેળા વિપરીત થાશે. ૬
ઉરે અરે ! જોહિત તું વિચારી, ગતિ થશે અંતવિશે શી તારી;
ભવાબ્ધિ આ કેમ કરી તરાશે? ! વિનાશ વેળા વિપરીત થાશે. ૭
છુટો પડે દેહથિ જ્યાંય ભાઈ, સગાં ન રાખે પછિથી સગાઈ;
વળાવિ ઘોડે સહુ ઘેર જાશે, વિનાશ વેળા વિપરીત થાશે. ૮
અનંત આ લોકનિ લાજ જાણી, સંબંધિ રોશે અતિ રાગ તાણી;
ઉરેથિ તું તે વખતે મુઝાશે, વિનાશ વેળા વિપરીત થાશે, ૯
ગયા પછી સ્વાર્થ કશો ન કોને ! રહે અરે ! લોકનિ લાજ જોને;
સગાં ન કાંઈ હિત તારૂં ચ્હાશે, વિનાશ વેળા વિપરીત થાશે. ૧૦
વિચિત્ર કાયા બળિ ખાખ થાશે, મશાણુમાં રાખ ઉડી ઘુંટાશે;[4]
પ્રભૂનું માટે પદ રાખ્ય પાસે, વિનાશ વેળા વિપરીત થાશે. ૧૧
સુણી વિનંતી સુજનો રીઝાશે, કદી ન પાષાણુ ઉરે ભિંજાશે;
ન નાથજી જો પ્રભુ ગાંન ગાશે, વિનાશ વેળા વિપરીત થાશે. ૧૨

---

## ખરી હિમ્મત.

**રોળા વૃત્ત.**

ઉઠો સર્વ દેશિયો, ઝટ ઉંઘમાંથી જાગો,

---

૧ આચર્ણ. ૨ પારકી આશાવડે કરીને. ૩ બંધ. જાળ. ૪ ગોટાશે.

ખરી હીંમત ખોઈને, કેમ રણમાંથી ભાગો?
વધી અતિશય સુસ્તિ, અંગથી એદી જેવા,
અરે ! હીઝડા બની, કેમ તાકો જશ લેવા? ૧
કરી ઈજત કાંકરા, હવે રાખી નથિ બાકી,
પગ પાંણીમાં ઘાલિ, કેમ બેઠા છો થાકી ?
સૂરવીર થઈ ઊઠો, તજી આળસૂ પથારી,
દશા આવશે ભૂંડિ, નહીંતો ભ્રાત તમારી. ૨
પ્રજા તણો જે ધર્મ, તેહ ભૂપતિને દાખો,
પડો લઈ સમશેર, ઊરમાં હીંમત રાખી;
વળે દશા દેશની, એમ મચવોને હુલ્લડ,
મારી માર અપાર, કરો શત્રૂમાં રડારડ. ૩
સ્વાર્થિયા શઠ જેહ, તેહની શીખ ન માંનો,
સુસ્ત થયા તેહને, ચડાવો ઊરમાં પાનો;
જો શત્રૂ શૂરમાં, આવતો દેખો સામે,
તો ખાંતે યુકિતથી, કરો ધુળ ભેગો તેને. ૪
રણ શૃંગારી કીર, જેહ શુરવીર નિકળિયો,
તેહ પાંજરા માંય, હવે જઇ પરવશ પડિયો!
એમ સર્વનાં ગયાં અરેરે! વિર્ય તણાતાં,
આળસાઈ આવીને, અંગ રોગીષ્ટ જણાતાં. ૫
હાક જેનિ સાંભળી, ત્રાસ પામી નાસે જમ,
શત્રૂદળ કંપતાં, દેખિને પરમ પરાક્રમ;
આપ આપમાં લડી, હવે કંઈ જોર જણાવે,
બન્યા બાયલા એમ, બ્હાર લડતું નવ ફાવે- ૬
અરે ! સુધાનો ઝરો, પુરાયો જેહ વ્હેમથી,

અંગ લઈને ખોદશો, તાજ પામશો પ્રેમથી;
બની પછી શુરવીર, ધીર રાખીને ધાઓ,
માગો યોગ્ય રીતેથિ, આપણા હક્ક બધાઓ. ૭
રાજ કાજમાં બનો કુશળ; સો શુરવીર નર;
હારી બેસો નહીં, નીજ આવાસ નિરંતર;
નાત વ્હેમના બંધ જીર્ણ ઘાસનો છ ભૂકો,
ઇષ્ટ દેવને સ્મરી, દિવાસળિ તેમાં મૂકો. ૮
દ્રવ્ય વાપરો નહીં, કાંકરા માફક ફોકટ,
બાળ લગ્ન ટાળવાથિ, સુખ પામશો તમે ઝટ,
મંત્ર જંત્ર ના વ્હેમ, તજનવો દેશિ જંનના,
બ્હાર પર્યટન કરી, વિકારો હરો તંનના, ૯
ટાળો બહુ દુખ અરે, બિચારી બાળ રાંડિનાં,
દેશે અતિ આશિષ, સખ પામીને જગમાં;
પામી પુનરપિ જન્મ, પુરણ સુખિયારિ તેથશે,
જેથી અઘોર કૃત્ય, થતાં અવનીમાં અટકશે. ૧૦
(જો) ઘણી ગમતમાં રહો, તમે શ્રંગાર રસેથી,
તો વિચાર નથિકેમ ? વધેશ્રંગાર મઝેથી;
શુરવીર નર તણી, હોય રાંમા[1] રૂપવંતી,
કાયરની કામના, રૂપેં બદ સિકલ દિસંતી. ૧૧
જો જોઈએ શ્રંગાર, તો બનો શુરવીર જન,
રે'શે પ્રતિ દિન પૂર્ણ, નીજ આનંદ ભર્યું મન;

---

૧ શુરવીરની સ્ત્રી ઘણી રૂપાળી હોય છે અને જે કાયર હોય છે તેની સ્ત્રી તેવીજ કુવડ અને આળશુ હોય છે માટે જો શૃંગાર જોઇતો હોયતો શુરવીર થાઓ.અને ઉગમે મચો.

રૂઢી ભુંડી નાર, તેનિ સન્મુખ જુઓછો ?
પ્રદેશિનું દાસત્વ, કરી કયમ બાર ખુઓછો ? ૧૨
નીજપડોશી સુખીજોઈ, કયમ નથિચળતું મન,
હરી લીધાં સૌ તોય, આપણાં તનમનને ધન;
બધા ક્ષત્રિનર આજ, ધરી બેઠા કર ચુડી,
લાભ લેવાને જતાં, ખોઈબેઠાછે મૂડી[1] ! ૧૩
આવીરે ! શું હવે, ભાગતી આર્ય દેશની !
પ્રભુ તેં કેમ ભમાવિ, બુદ્ધિ દેશી નરેશની ?
હજુ જોતક સાધવી હોયતો લાગછે ખરો,
હિંમ્મત રૂપિ હથિયાર, ગ્રહી પરદેશ સંચરો. ૧૪
નાગ પાશ રૂપિબંધ, જેથિ પળમાંય છૂટશે,
દુખદ રાહુ આથમી, સુખદ રવિઉદય પામશે;
ધાઓનર રણધીર, બીજેશું લાજ લુંટિલે ! !
'પણ' પળવા આપનુ, નાથજી દુખ લગાડિ કે' ! ૧૫

## शूरविर विजय.

### લાવણી.

સૌ પડો દેશિ મેદાન, હામ ઉર ધારી,
દુખકારિ સૈન્યપરધસો, કરી કીકિયારી-ટેક
જુઓ હાલ થયા બહુ બુરા, ભરતવાશીના,
જાગૃત થઈને રણ પડો, રહો બેશી ના;

૧ થાપણ.

ફરિ સૈન્યા કરો ચકચૂર, સર્વ શૂરવીરો,
નિજ નેત્ર રકત કરિ પડો, કેમ બેશી રો'?
શુભ સજો તમે સંગ્રામ,
પામે રિપુ † સર્વ વિરામ,
પળ ટકે નહીં આ હામ,
તો તો થાશે નિજ કામ,
નાશિને કરે મુખ શ્યામ, હઠે તજિ હામ નામ સંભારી. દુખકારી૦ ૧

ફરિ વળી ફોજ ચોફેર, જુઓ ન્યાળીને,
કરશે એ કાળો કેર, બંદર વાળીને;
દુશ્મન પર પીશી દાંત, કરો હલકારો,
મિથ્યા શ્રમ નથિ થાનાર, સ્વદેશી યારો:
કયમ બન્યા અરે ગુલતાંન ?
ડરશો નહિ ભૂલી ભાંન,
રણુ પડો બની મસતાંન,
જય થાતાં વળશે વાંન,
સૌ વીર પડો ચોગાંન, મુકીને માંન, જશો નહી હારી. દુખકારી૦ ૨

દોડિને અરી ઉપરે, ઘાવ જો કરશો,
જઇ ઈંદ્રલોક અપ્સરા અનૂપમ વરશો;
ધશિ સૈન્ય મધ્યમાં વીર હાક જો વાગે,
ભય પામિ ફરે કંપતાં અરી દળ ભાગે:
જ્યાં ધસે મરદ શુરવીર,
સૌ હઠે તજીને ધીર,

---

† વ્હેમાદિ સૌ શત્રૂઓ.

વરસાવે અધિક ફુવાર,
જ્યમ ઉછળે નદીનાં નીર,
શત્રુનાં ઉતારી શીર, ઊતરે તીર, વીર હોંકરી. દુખકારી૦ ૩
ના મરદ નારદ ગરદમાં[1] જણાશે યારો.
રણ વાદ્ય સુણી, ફિર ઉઠે કરી હોંકારો;
ત્યાં ગર્ભવતિના ગર્ભ, છૂટતા પળમાં,
બહુ ત્રાસ પામિ ભંગાણ પડે અરિ[2] દળમાં;
લેઈ ખડ્ગ શત્રુમાં ધાય,
ના મરદ દેખિ ગભરાય,
કંપે કંઈ જનની કાય,
કાઠા આમ તેમ સંતાય,
ત્યાં જોય ક્રતાંત જાય, અપ્સરા ગાય, ગગન કિલકારી. દુખકારી૦ ૪
ક્યાં ગયું ક્ષાત્રિનું બીજ ? નથી આ કામે,
રણમાં કેસરિયાં કરી, મચે સંગ્રામે;
પડે ઘાવ શરિર, ઉતરે રક્તના રેલા,
પણ ધસે મરણિયા થઈ, વીર અલબેલા;
હ્યો હાથ હિંમત હથિયાર,
જ્યમ કરો શત્રુપર માર,
ત્યમ કરે મુખે પોકાર,
હાંકિને પમાડો હાર,
નાથજી સ્વદેશી યાર, ઉરેથિ વિચાર, કરોશું હારી ? દુખકારી૦ ૫

૧ નઠારા રીવાજો વિગેરેના ગરદામાં. ૨ અહંમાદિ શત્રુના જુથમાં.

## સંપ.

### કુંડળિયા છંદ.

સંપ વધારો સજ્જન સૌ, ધારી મનમાં ધીર,
કુસંપ કષ્ટ પ્રમાણજો, સુધરેલા સૌ વીર;
સુધરેલા સૌ વીર, અધિક દુખ નડે કુસંપે,
સુસંપ જ્યાં કંઈ હોય, ત્યાંય શત્રુઓ કંપે;
ક્લેશવાન કુસંપ તજી, સૌ કરો સુધારો,
જેથી થાએ સુખ, સજ્જનો સંપ વધારો. ૧
સંપેથી સજ્જન જુઓ, કરે પ્રદેશી રાજ્ય;
અમલ ભોગવે આગવો, આપે પ્રજાપર આજ;
આપે પ્રજાપર આજ, હુકમ અંગ્રેજ કરે છે,
ક્યાં એ શુભ દાખલો, દેશિયો ધ્યાન ધરેછે!
કેમ બહાવરા બન્યા, સ્વદેશી સૌ શોખેથી!
જુઓ પ્રદેશી રાજ્ય, કરે રૂડા સંપેથી. ૨
આળસ શત્રુ આપણો, તેનો તજને પ્રસંગ,
ઉદ્યમ રૂપી મિત્રનો કરવો રૂડો સંગ;
કરવો રૂડો સંગ, ઉમંગ ઉદાતિ ઉરેથી,
રે'શો હરિ સ્થિર હામ, અહરનિશ વિગતે જેથી;
સંપાશ્રય શુભ થકી, સુખ પામો જામે જશ,
રાખો નહિ વિશ્વાસ, આપણો શત્રુ આળસ. ૩
કુસંપ કીધો રાવણે, રોળાયો રણમાંય,
રાજપાટ ખોયું વળી, થયા શત્રુ સૌ ત્યાંય;
થયા શત્રુ સૌ ત્યાંય, કૌરવોનેજ કુસંપે,
જીત્યા પાંડવરાય, મહાન પ્રતાપી સંપે;

કારણે કુસંપ કાજ, કંસ આખી જીવ લીધો,
કંશ કારમો થયો, જે જને કુસંપ કીધો. ૪
જંગલમાં એકલ જુઓ, ઝાડ કદાપી હોય,
આવરદા શા માત્ર છે! ચતુર વિચારો કોય;
ચતુર વિચારો કોય, પવનથી મુળથી જાયે,
જો તરૂ જુથમાં હોય, તોજ બળવાળું થાયે;
તેમજ ન્યારો જંન, મૂળથી ભાગે પળમાં,
જેમ એકલું વૃક્ષ, નાશ પામે જંગલમાં. ૫
સંપ વિચારિને કરો, કહું વળી ધરિ ધીર,
જેષ્ટિકા જુથ હાથમાં, લઈને ભાગો વીર;
લઈને ભાગો વીર, કોઈથી નહીં ભગાશે,
જો ભાગો લઈ એક, તરત તે ભાગી જાશે;
એમ એકલો જંન, ટકે નહિ જગમાં ભારી,
માટે જન જુથ મળી, કરો સૌ સંપ વિચારી. ૬
સંપે રાજ્ય મળે રૂડું, સંપે પામે સુખ.
સંપે લક્ષ્મિ આવશે, સંપે જાશે દુઃખ;
સંપે જાશે દુઃખ, સંપથી ધાર્યું થાશે,
સંપે જશ જામશે, સંપથી શત્રુ ત્રાસે;
કહે નાથજી કરે સંપતો જગમાં જંપે,
જુઓ કમોતે મુઆ, રાવ રાણાજ કુસંપે. ૭

## परनारी निरिक्षा.

### દોહરો.

પ્રીત કરો પરનારની, પિવું હળાહળ ઝેર;
જો જાણે જન કોઈતો, માંનેમન બહુ વ્હેર. ૧

મનાહર છંદ.

વ્યભિચાર રૂપિ નદિમાંય તણાયા અનેક,
ખોળતાં ન હાથ લાગ્યા, પુર ભરપૂરમાં;
કંઈક બનિને છેલ, ચિત્ત છટકેલ થઈ,
નારી કામ બાણેથી, વિંધાયા અની ઉરમાં;
શરવિર તણાં ભાંન ભૂલાવિને ભાંમનિયે,
પ્રીતે પાંણી ફેરવ્યું, ધિંમથિ અતિ શૂરમાં !
નારી હીતકારી ગણી, જારી ઘણી કરી જુઓ,
ઘણા માર ખાય જંમરાયની* હજુરમાં. ૧
ચેતીને ચતુર ઉર, રહેજે નારીથિ દૂર,
ઘાયલ કર્યા કંઇક, કામના અંકૂરમાં;[1]
શશી તણું હર્યું તેજ, શચિપતિને[2] શીખાવ્યો,
દશ શિશ રોળ્યો કામ બાણના ફિતૂરમાં;
રંકને। ને ડંખ[3] કાઢે, મિઠું બોલી શીશ વાઢે,
રાયને ઘેલો બનાવિ, કરેછે વિહરમાં;[4]
ઉરમાં કરિને પ્યાર, વ્યભિચાર કરિ યાર,
ઘણા માર ખાય જંમ રાયની હજુરમાં. ૨
મોહ્યા ઘણા નારિયોને દેખિ ઉરે મુકી માંન,
ધ્યાંન ચુકયા મુનિ સુણી અવાજ નુપૂરમાં;
કોઈ કોઈ વાર ગાઈ, ગીતડાં રસિક તણાં,
અંતર ભેદે છે સાદ કાઢિને મધુરમાં;
ઉંચેથિ પછાડયા હાથ ઝાલિને ડુબાડયા ઘણા,

* જમપુરીમાં અગર આ લોકમાં પોલીસની ગેટમાં. ૧ કાંટામાં. ૨ ઇંદ્ર. ૩ મુળ. ૪ ગરીબ અવસ્થામાં.

માટે દુઃખકારી નારી દિઠી લોક ભુરમાં;[1]
ઉર માંહે હીત ધરી પર નારી પ્રીત કરી,
ઘણા માર ખાય જંમરાયની હજુરમાં. ૩

પર નારીની કે પર નરની જે પ્રીત કરે,
તેહ નર નારિની કુગતિ રણ તૂરમાં;
પુરાંણ વેદાંત નિતિ શાસ્ત્રને સિદ્ધાંત સવ,
દેખતાં જણાય નરિ જાય નર્ક પૂરમાં;
જાંણે કે હાંનિ છે બધિ વાતે એમ છતાં પણ,
નરી તણી પ્રીતથી જે રહે ચકચૂરમાં;
આદિ અંત સુધી દુઃખ પામિ એવા દુષ્ટજંન,
ઘણા માર ખાય જંમરાયની હજુરમાં. ૪

---

# दुर्जन कोण?

## દોહરો.

સદ્‌ગુણ જો દેખ્યા નહીં, તો દુર્જન કહેવાય;
બાવળ છાંયે બેશિયે, કંટક ભાગે કાય. ૧
દુર્જન બાવળ જાંણજો, કરશો નહિ કદિ સંગ;
સુખમાં શુળ ઉપજાવિને, કરે રંગમાં ભંગ. ૨
દુર્જન દિપક જાંણવો, સજ્જન રૂપિ પતંગ;
પાસે જાતાંમાં ઝડપ, ઝડપી લેશે અંગ. ૩
પ્રેમ જણાવી પ્રથમથી, પાછળ શોધે લાગ;

---

૧ આ લોકમાં.

વંશીધોર શુભસ્વરથકી, જેમ ફસાવે નાગ. ૪
છાનાં કપટ કરે સદા, ખૂલ્લાં નહીં જણાય;
ઉંદર પેરે ફૂંકિને, કરડે હળવે પાય. ૫
ચિતમાં ચેતી ચાલજો, દુર્જન દેખો જ્યાંય;
ફેર કશો જાણો નહીં, બગ ને ઠગ બે માંય. ૬
ધ્યાન ધરીને બેસશે, થઈ ડાહ્યા સકુમાર;
લાગ પડે છોડે નહીં, જેમ મુષક[1] મંજાર. ૭
મધુર વચન મુખથી વદે, ઉરમાં કપટ અપાર;
લાગે કેફ પિતાં ગળી, પણ પાછળ દુખકાર. ૮
ઇંદ્ર વાયણાં ફળ રૂડાં, મહિ લાળા દેખાય;
ત્યમ આણ ચિંત્યો દુષ્ટ જન, ઊપરથી ન કળાય. ૯
સ્થાન કડકણું હોય ત્યાં, ચાર પાસ લ્યો સર્ત;
જો ગફલત કરશો કદા, તો સપડાશો તર્ત. ૧૦

---

## मधुप दूत. *

### લલિત વૃત્ત.

વ્રજનિ ગોપિકા, વ્યાકુળી બની, અલિ[2] પ્રત્યે વદે, વાણિ વિમળી;
સુણતુ વિનતી, મિત્ર ધૂર્તના,[3] બજવતો ફરે, ભાવ દુતના. ૧

---

૧ ઊંદરને બીલાડો જેમ તાકીને પકડે છે તેમ દુર્જન માણસ લાગ પડેથી પોતાની ભૂંડાશ બતાવ્યા સિવાય રહેતો નથી. * આ કવિતામાં ઉદ્ધવજી મથુરાંમાંથી જ્યારે ગોકૂળમાં આવ્યા ત્યારે તેમને શ્રવણ કરાવાને બદલે ગોપિયોએ ભમરા પ્રત્યે કહેલી અન્યોકિત છે.
૨ ભમરો. ૩ ધુતારાના.

મરદ નાવલા, શોકયના સ્તને, વનનિ માલિકા, કૃષ્ણુની કને;--
અધિક તેહના, કેસરે થકી, ખરડિ મૂછ તું, આવિયો નકી. ૨
નફ્ટ તેથિ તું, સ્પર્શ માંકર, નજિક આવિને, ચર્ણના અડ;
દુત તું જેહનો, શ્રી પ્રભુજિ તે, મન મનાવતા, શોકયનાં ભલે ! ૩
સરલ વાત એ, જ્યાં છતી[1] થતી, યદુ સભા મહીં, હાંસિ ચાલતી;
તુજ સમા હંગ, કૃષ્ણુજી પુર,[2] છળ કરી ગયા, તે મુકી દુર. ૪
અધરનો રસ, લેઈને ત્વરે, કુસુમ પેઠ જે ત્યાગિ[3] સર્વને;
દધિ સુતા[4] કયમ, સ્વાધિ કૃષ્ણુનાં, ચરણ સેવતાં પ્રેમથી ત્યહાં ? ૫
પણ હું ધારછું, જુઠ્ઠિ વાતથી, ચિત હર્યું હશે, તેહનું અતિ;
અરચતાં હશે, તેથિ ચર્ણ તો, પણ અમે નથી, ભોળિ તેવિયો. ૬
ચપળ ચિત્તના, હે મધુકર ! સુણુ તુ પ્રેમની, વાત દૂસ્તર;
ઘર વિનાનિયો, જે અમો છિયે, નિકટ આવિને, તેહનીજ એ.—૭
યદુપતિ તણા, ગુણનું સ્તવ, કયમ કરે મૃદુ, ભાષણે રવ[5] ?
કપટના ભર્યા, ક્રૂર કૃષ્ણને, બહુ દિઠા અમે તો નિશા દિને. ૮
પણ નવિન જે, રે ! હવે થઈ, સમિપ તેહની, ગા ગુણો જઈ;
પ્રભુ પ્રિયે ગણી, જેહને રટે, સ્મર તણો જવર, જે સ્ત્રિનો મટે. ૯
ત્વરથિ દોડિને, પાસ તેહની, મનનું માન્યુ લે, માનિતો બની;
ભ્રકુટિ વક્રને, સ્મિત હાસ્યની, ચપળતા વિશે; જે શિરોમણી. ૧૦
સતત જે સદા, સૂખદા દિસે, સ્વરગ મૃત્યુ પાતાળને વિશે;——
કયિ[6] કહો સ્ત્રિઓ, તેહ ના મળે, પરમ એ પ્રભૂ, છે ક્રિયા બળે. ૧૧

૧ ખુલ્લી પ્રગટ. ૨ પૂર્ણ. ૩ તું જેમ પુષ્પની કળીઓનો ત્યાગ કરે છે તેમ અમો સર્વને ત્યાગી શ્રી કૃષ્ણુ ભગવાન મથુરાંમાં જઈ રહ્યાછે. ૪ લક્ષ્મિ. ૫ ઘોષ. નાદ ૬ કહો તેને કયિ સ્ત્રિયો ના મળે તેમ છે ? અર્થાત કે સર્વ કોઈ એને ચ્હાય છે.

પ્રિછિ ઉરે રમા[1], શૂભ કારજ, અરચિ જેહના ચર્ણની રજ;
( તો ) પ્રિય અમે ત્યહાં, કોણ માતર[2], તદપિ વિનતી, એક જૈકર. ૧૨
" દાનપરે દયાભાવ જેકરે, યશસ્વિનો માહાત્માજ તે ખરે; "
કપટિ કૃષ્ણને, ભોળિ થૈ અમે, છળથિ છેતરી, છોડિ સર્વને. ૧૩
ચરણ સામિપે માથુ મૂકયના, શિખવિ મોકલ્યો કેશુ મર્મઆ !
કરગરી અહિં પ્રાર્થના કરે, સઘળુ જાણુ છું તારૂ કર્મરે ! ૧૪[3]
દુત થઇ અરે ! આવિયો અહિં, વિનતિ સર્વની, સૂણતું સહી;
પ્રિતિ તણા ઘુરા, ફંદમાં ફસી, નિજ વિહારિને, ભેટવા ધશી. ૧૫
સુત પતિ તણો ત્યાગ તો કર્યો, પુનિત[4] સ્વર્ગનો, ભાવ ના ધર્યો;
ત્યમ છતાં પ્રભૂ, રે ! ગયા તજી, કઠણ કાળજું, કીધ નાથજી ! ૧૬
ચતુર ચાતુરા, છોડિને ગયા, પણ ઉરે જરા, ના ધરી દયા;
કરવુ શું સમાધાનરે ! હવે ? ભ્રમર હે પ્રિયે ! શું વધૂ સ્તવે ? ૧૭
જનમિને રઘૂ વંશમાં પણે, કરિયુ પારધી, કૃત્ય એમણે;
અપયશે હણ્યો, વાળિ વાનર, સુણ વિનંતિ તું, હે મધૂકર ! ૧૮
વશ થઇ સ્ત્રિને, દૈત્ય પૂત્રિનાં,[5] કરણ નાસિકા, કાપિ નાંખિયાં;
ધરિજ વામન, રૂપને ગયો, છળ કરી બળિરાય બાંધિયો. ૧૯
સકળ તે વિચારી બિહું સદા, કરૂ ન તેથિ હું, મિત્રતા કદા;
પણ પ્રિતી ભરી, વાતડી અરે ! કરવિ કેમ ભૂલું કદી ઉરે ? ૨૦

---

૧ લક્ષ્મિ. ૨ માત્ર. ૩ પોતાના પગની આગળ જ્યારે ગુન્જારવ કરવા લાગ્યો ત્યારે ગોપિયો ભમરાને કહેવા લાગીકે તું શું કરવા અમને વારંવાર પગે પડેછે ? શું તને શ્રી કૃષ્ણ ભગવાને પોતાના જેવો કપટ ભાવ શિખવી મોકલ્યો છે ! કે જેથીતું અમારી આટલી બધી પ્રાર્થના કરેછે ! તું તેમનો દૂત થઇને આવ્યોછું તેબધું તારૂ કર્મ હું જાણુંછું ! ૪ પવિત્ર. ૫ સૂર્પણખાનાં.

પ્રભુ ચરિત્રની, ગૂઝ સેવથી, ભવનિ વાસના, જાય યદ્યપિ;
તરત તેથિ તે, છોડિને સદા, જિવ છતાં મુવા, થાય સર્વદા. ૨૧
પછિથિ પક્ષિ પેઠે ફરે બધે, ઉદર પોષણે, ધ્યાન એક તે;
ઘર ઘરે ફરી, ભીખ માગતા, દુખ વિશે શમી, શોક પામતા. ૨૨
ત્યમ છતાં ભુલું, કેમ પ્યારની? હરિ કથા સદા, મોક્ષ દાયની;
જ્યમ મૃદૂ સ્વરે, ગાય પારધી, મૃગલિ છેતરાએ ઉરે બધી.— ૨૩
શર[1] થકી ઘવાએજ જ્યાહરે, તનથિ દુઃખ પામે પછિ ખરે;
ત્યમ પ્રભૂ તણાં, વાક્ય હાવનાં, મનથિ માનિયાં, સત્ય ભાવનાં. ૨૪
નખ પ્રહારથી, રે! ઘવાઈને, સ્મર[2] ઘણો પિડે, વૃદ્ધિ થાઈને;
જિવન મિત્ર માટે અમો વહી, કરતુ વાતડી, એવિના બધી. ૨૫
વળિ અરે! બહૂં, પ્રેમનો ભર્યો, જઈ અહિંથિ તું, ફેર આવિયો,
પ્રિયતમેજ[3] શું, મોકલ્યો તને! તુજશુ જોઈયે? તે કહે મને. ૨૬
પુરણ ભાવથી, માગિ લે ત્વરે, (કેમકે) પુજન યોગ્યતું, મૂજનો ખરે;
તજિ શકે ન કો, જે સમાગમ,[4] નિકટ તેહની લૈજવા અમ,— ૨૭
તુજનિ તો દિસે એવિ વાચ્છના, પણ પ્રભૂનિતો, રે! હશેજ ના;
લલિત લક્ષણી,[5] પદ્મ લોચની, સરવદા રહી, પાસ જેહની. ૨૮
હમ તણી હવે, શી રહી સ્પૃહા? રદય ચાંપિ જ્યાં, લક્ષ્મિ પ્રિયદા!
પરમ પ્રિય તું, સુણ વિનતી, મધુપુરી[6]વિશે છે મધુપતિ? ૨૯
સદન[7] તાતનું" ને સખા બધા, સ્મરણ તેહનું, તે કરે કદા?

---

૧ બાણ. ૨ કામદેવ. ૩ પ્રિયતમ. શ્રીકૃષ્ણે ૪ જે સમાગમ કોઈ પણ તજી શકતું નથી એવા પ્રભૂની પાસે શું અમને તેડી જવા માગેછે! પણ હે મધુકર! તારીતો એવી મરજી હશે; પણ શ્રીકૃષ્ણ ભગવાનની મરજી નહીં હોય! ૫ લક્ષ્મિજી. ૬ મથુરાંમાં. ૭ બાપના ઘરને અને પોતાના સખાને તે ભગવાન કોઈ વાર સંભારે છે અને

અમુખ દાસિયો, એમની અમે, દિવસ કો કરે, સ્વલ્પ યાદ તે? ૩૦
અરપિયું અરે! જેહને તન, નષ્ટ થૈ ગયો, નંદ નંદન;
સુણ ચતૂર તું, હે મધુકર! પુછુ તને પ્રિતે, આપ્ય ઊત્તર. ૩૧
કપટને કરી, તે જતો રહ્યો. પરમ પ્રેમશું,[1] તે ભુલી ગયો!
અગરૂ તૂલ્ય સૂગંધથી ભર્યા, કર સકોમળ જેહના મહા. ૩૨
અમ શિરે કયે, દિન થાયશે? પ્રિતમજી અહીં કો દિ[2] આવશે?
(એમ) વ્રજનિ નારિયો, તાપ પામતી, ભ્રમરને સ્તવે, શોચતી અતિ- ૩૩
પુરણ પ્રેમમાં; ઘેલિ ગોપિકા, ધરિ ઉરે પ્રભૂ, નામ માલિકા;[3]
નગ.[4] તરૂ[5], પશૂ, પંખિ, ખેતરે, ખબર કૃષ્ણની, પૂછતી ફરે. ૩૪
ખચિત તે બુડી, પ્રેમ સાગરે,[6] વગર ભાનની, કૃત્તિં મંદિરે;
નિરખિ નાથની, વાટડી સદા, નયન પાલવે લ્હોતિ પ્રેમદા; ૩૫

---

દોહરો.

એમ ગોપિ સર્વે મળી. ગાયકૃષ્ણ ગુણ ગાન;
મન મળવા અધિરિ બની, સ્હાય કરો ભગવાન.

**॥ इतिश्री मधूप दूतम्. ॥**

---

અમને પણ કદી જરાએ યાદ કરે છે કે શી રીતે? ૧ શું અમારો અનહદ, પ્રેમતે ભૂલી ગયો છે? ૨ દિવસ ૩ પ્રભૂના નામના પવિત્ર અક્ષરોની માળ. ૪ પર્વત. ૫ ઝાડ. ૬ પ્રેમના સમુદ્રમાં.

# પ્રિયંવદા અને પદમાક્ષ. ×

## એક રસિલી વાર્તા.

### દોહરો.

નમું પ્રથમ પરમેશને, જેછે જગદાધાર;
અચળ કીર્ત્તિ આપેસદા, દઈ કવિતા રસસાર. ૧
પ્રેમ નગર સોહામણું, પદ્મસેન રાજાન;
પ્રિયંવદા તેને સદન, પુત્રી રૂપ રતન. ૨
લક્ષણવંતી લાડકી, ગુણ અગણિત વિદવાન;
ચખ[1] ચંચળ ચિત ચાતુરી, જોઈ રિઝે રાજાન. ૩
વરસ બારની તે થઈ, વર વરવાને જોગ;
રમે જમે સખિ સાથમાં, કરતી નવલા ભોગ. ૪
એક દિવસ સખિને કહે, પ્રિયંવદા ધરિ પ્રીત;

× હાલના જમાનામાં શૃંગાર એ શબ્દ ઘણો હલકો પડી ગયો છે પણ નીતિનો શૃંગાર વર્ણવવામાં આવેતો ઘણું સારૂ. અને એ વાંચવાનો શોખ પણ વધારે છે; એમધારી એક ટુંક વાર્ત્તા રૂપે થોડા વખતમાં તૈયાર કરી અત્રે દાખલ કર્યો છે. અને આ ધૃનિક જમાનામાં ઈચ્છા વરનો ધારો નહીં હોવાથી કોઈ વખત કેવું પરિણામ થાય છે? તથા પુત્રિનાં માત પિતાને કેવું શરમ ભરેલું થઈ પડેછે. વિગેરે મતલબ આ વાર્ત્તામાં વર્ણવેલી છે. (સંયોગ શૃંગાર છે.) ૧ આંખો.

ચાલો જઈએ બાગમાં, રમવા રમત સુરીત. ૫
ચંદ્રાવળી[1] પણ સજ થઈ, પ્રિયંવદાની સાથ;
આલી રૂમ ઝુમ ગોરડી, એક એક ગ્રહિ હાથ. ૬

### તોટક વૃત્ત.

મદ માતિ મનોહર ગાતિ ગમી,
રમતી દિસતી રતિ રૂપ સમી;
અલકે[2] રૂપ વાસુકી નાગ હરે,
લટ શ્યામ છુટી મુકિ ગાલપરે. ૭
મન હર્ણુ લલાટ દિસે જનને,
દ્રગ[3] ન્યાળિ મૃગિ શરમાય વને;
ભ્રકુટી ધર ચાપ[4] રૂપી ચિતમાં,
મુખ જોઈ તમાલિ[5] છુપે નભમાં. ૮

### રોળા વૃત્ત.

શું વરણું હું હાર, પામુંછું રૂપ અનૂપે,
શુક[6] ચંચૂ નાશિકા, અધર[7] પરવાળા રૂપે;
દંત પંક્તિ[8] ડાડમા બીજ જેવી શોભેછે,
ચીબુક[9] ટપકું શ્યામ, કીધ કંઈ જન લોભેછે. ૯
હસ્તિ શૂંઢ સમાન, ઉભય[10] કર દિસે ઢળકતા,
ચંપા કળિ અંગૂળિ, નખો મણિસમા ચળકતા;
ગુલાબ પત્ર સમાન, હથેળી દિસે સુહાતી,
તસ તસ તસ ચોળિથી, દિસે મદમાતી છાતી. ૧૦

---

૧ પ્રિયંવદાની સખી. ૨ ચોટલો. ૩ આખો. ૪ ધનુષ. ૫ ચંદ્રમા. ૬ પોપટ ૭ હોઠ. ૮ દાંતની હાર. ૯ હડપચી. ૧૦ બે.

ઉદર[1] શોભતું પોયણું, કટીકેશરિ[2] મનભાવી.
રંભાકે ઉર્વશી,[3] સ્વર્ગથી રમવા આવી;
પગ પાંની શોભાય, રકત[4] પોથીના રંગે,
વસ્ત્ર સુશોભિત ધર્યાં, પીત[5] રંગેથી અંગે. ૧૧
જાતી સખિની સાથ, ઈમ ઝુમ નેપુર વાજે,
ચાલે ઠમકી ચાલ, હંસ દેખી દિલ દાઝે;
મૂકે માનૂનિ ગર્વ, જોઇ રૂપ રંગ રસાળા,
ગાતી નવલાં ગીત, જાય મદમાતિ બાળા. ૧૨

## ગીતિ વૃત્ત.

એમ વિનોદ કરંતાં, આવી બાગ સમિપ ઉભય બાળા;
ફરતી કુંજ ઘટામાં, નવિન નવિન જોઈ નવલ કરે ચાળા. ૧૩
પ્રિયંવદા કે' સખિને, શો ખિલ્યો છે વસંતઓ બ્હેની !
બળી બળી થાઉં છું, તેનો મુજને ઉપાય કંઈ કે'ની. ૧૪
કોઈ દિવસ તો એથી, રમવું જમવું જરા નથી ગમતું;
એમ અહરનિશ મારૂં, જાય અરે ! સૌ જોબનિયું દમતું. ૧૫
તાત અરે અવિચારી, જરા વિચારે નહીં ગતિ મારી;
છો એ ધાર્યું કરતા, પણ હું પદમાક્ષનેજ[6] વરનારી. ૧૬
ધન્ય મતી કહું એની, ધન્ય ધન્ય લહુ ગુણ અગણિતવાન;
ધન્ય વિચારો એના, ધન્ય ધન્યએ વિદ્યાનું જ્ઞાન. ૧૭
એવું રત્ન તજીને, મારેછે શિર અરે ! મને મૂઢ;
પણ નથિ હું વરનારી, એવો અણુ સમજું કુરૂપ ભૂંડ. ૧૮

---

૧ પેટ. ૨ સિંહની કેડ જેવી જેની કેડ પાતળી છે. ૩ ઈંદ્રની અપ્સરાઓ. ૪ લાલ પોથીના રંગ જેવી જેના પગની પાંનીઓ છે. ૫ પીળાં. ૬ પ્રથમના પત્રથી પ્રીની હોવાથી.

સ્હેજ લ્હાવ લેવાને, બાળોછે સખિ જન્મારો મારો:
એહ વખત આવ્યો પણ, આવ્યો નહિ પદમાક્ષ રસિક પ્યારો ૧૯
જેથી મુકત થઉં હું, એ આવ્યે ઝટ આ જંજાળેથી;
ચિત્ત ચિતા ચિંતાની, બળ્યાં કરે પળ ધિરજ નથી રે'તી. ૨૦
લગ્ન તો નજિક આવ્યું, વરવાને આવશે અવિચારી;
એહ વખત ઓ બ્હેની ! સાંભળને શી ગતિ થાશે મારી? ૨૧
એમ વિચાર કરંતી, બેઠી ચંપા થડ પાસે આવી;
સરવે શોક સમાવી, જોતી વસંત શોભા મનભાવી. ૨૨

સોરઠો.

એવે સાંભળ્યો પત્ર, પ્રેમી નર પદમાક્ષનો;
ધીકયું તન સર્વત્ર, રોમે રોમ ઉભાં થયાં. ૨૩
પડયુ નહીં કંઈ ચ્હેન, હેત કરી સખિને કહે;
જો ચંદ્રાવળિ બ્હેન, લ્હેરો એના પ્રેમની ! ૨૪
પદમાક્ષે લખિ જેહ, પ્રેમ તણા આવેશમાં;——
ગાવા લાગી તેહ, ગરબી નિજ પ્રેમી તણી. ૨૫
ગાય રસિક ગુણવંત, કિલકારી મધુરે સ્વરે;
જાંણ્યે જોઈ વસંત, કોયલ વન ટૌકા કરે. ૨૬

---

## पियू प्रीति वर्णन.

### ગરબી.

"તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાંના વાશી" એ રાગ—

નેહા નળેથી થઉંછું દહંનરે, રસિલો પ્રાંણ પ્યારી:
લાગી લાગી તાલાવેલી તંનરે, બનિ કયમ તું ઠગારી ! ૨૭.
અધરામૃત રસ હું પિઉંરે, લાવી ઉર અતિ પ્યાર:

પ્રીતિના પાશ[1] માંહિ પડ્યોરે, બાગો ભ્રમર[2] કરૂં છું પોકારરે
રસિલી૰ ૧
નિત્યે નિરખવા ટળવળુંરે, વદન થકી સ્મિત[3] હાસ્ય;
મયન[4] છબી મૃદુ બાણથીરે, ધરિ ધ્યાંન બનું છું નિરાશરે રસિલી૰ ૨
તુજ વિના પ્યારી દોહલાંરે, જાતાં દિવસને રાત;
શરદ પુનમનો ચંદ્રમારે, હૃદિયામાં કરે ઉત્પાતરે——રસિલી૰ ૩
પ્રેમાં કૂર[5] ઉર પીડતોરે, વિંધી કાળજ૮ કોર;
વચનામૃત રસ સિંચિનેરે, પાડ શાન્ત તેને ચિત ચોરરે.-રસિલી૰ ૪
ગુણ સાગર પુર ગોરડીરે, આપ્યું વચન કેમ જાય ?
માનુનિ મન મળવા ચહેરે, લાગે વ્રેહાગ્નિની લ્હાયરે—રસિલી૰ ૫
ચંચળ ચપળા[6] નિર્ખવારે, બોલે બપૈયા મોર;
પુષ્પ કળીને કારણેરે, મધુકર[7] કરૂ સોર બકોરરે——રસિલી૰ ૬
ગુણવંતી ગજ ગામનીરે, વળગી ગળે કર ગાન;
પ્રેમી પીડાઉં છું એકલોરે, દેખુ તુજ વિના સૌ વેરાનરે[8]–રસિલી૰ ૭
નિંદ્રા ન આવે નેણમાંરે' બુડયો રસિક રસ માંય,
તું જ્યાં ત્યાં ચિત્ત માહરૂંરે, ચોટયું ચેટક કીધું કાંયરે--રસિલી૰ ૮
નેહયિ નયન[9] નચાવતુરે, ગઈને મધુરાં ગીત;
એવો અવસર ક્યારે આવશેરે ? ? પ્યારિ સંગે રમું ધરિ પ્રીતરે—
રસિલી૰ ૯
આવિને ભેટ તું આ સમેરે, પ્રેમી પિડાઉં છું ઊર;
જેથી રસિક તારો ગોરડીરે, રસ ભરિયો રહું ભરપૂરરે-રસિલી૰ ૧૦

---

૧ બંધ. ૨ ભમરો. ૩ મંદમંદ. ૪ કામ ઊત્પન્ન કરનાર. ૫ પ્રેમનો કાંટો ૬ વિજળી. ૭ ભમરો. ૮ જંગલ. ૯ આંખો.

**ઇંદ્ર વિજય વૃત્ત.**

જેમ બહુ દિલગીર કુમૂદિ શશી વિણુ તેમ રહું દિનનીશે,
કાય અતિ કરમાય સખા વિણુ થાય ઉરે ઉકળાટ અતિશે;
સ્વામિ હજૂ મળિયો ન અલી ! કુણુ જોબન રૂપિ રસામૃત પીશે,
કોણુ ઉપાય કરૂં મુજ બ્હેનડી ? કાઢું બધાદિન કોણુ નિમિશે? ૨૭

**દોહરા.**

જોવા લાગી પ્રેમથી, પછિ વસંતનો બ્હાર;
પણુ ઘાયલ કામે દિસે, ચતુરા ચિત્ત અપાર. ૨૮
ચોતરફે નિરખી નવિન, બાગતણો દેખાવ;
વળિ વળિને સખિને કહે, ઓઅલિ ! અહિયાં આવ. ૨૯

**વસંતતિલકા વૃત્ત.**

તું પેખ પ્યારી ચંદ્રાવળી બ્હેન મારી,
કેવી વસંતતણિ છે બલિહારિ ભારી ?
આનંદદાયક દિસે બહુ વૃક્ષ ન્હાંનાં,
પેલાં ખિલ્યાં ફુલ સુગંધિ ભર્યાં મઝાનાં. ૩૦
જાઈ, જુઈ, કરણુ, કેતકિ ને ગુલાબ,
ચંપો, ચમેલિ, ફુલ વેલિ ખિલી અથાગ;
વાયૂ સુગંધિમય મંદ રસેથિ આવે,
કામી ઉરે અધિક વ્યાકુળતા બતાવે. ૩૧

**શાલિની વૃત્ત.**

કૂંળાં દીસે પલ્લવો યુકત ડાળાં, પુષ્પોવાળાં, વૃક્ષ ખિલ્યાં રૂપાળાં;
ગાતાં પક્ષિ, કૂદકારા ભરીને, જોતાં શોભા, હર્ષના હોય કાંને ? ૩૨

**વસંતતિલકા વૃત્ત.**

મેનાં, મયૂર, શુક, સારસ, હંસ બોલે,

હોયે નહીં પણ સુકોયલ શબ્દ તોલે;
પ્રેમે પિયૂ પિયુ કરે રમવા વસંતે,
મારા સમી પિયુ વિના અકળાય પોતે. ૩૩
નાના પ્રકાર ફળ ફૂલથિ વાડિ છાંઈ,
ચંપા થડે હરષ લાવિ લતા[1] વિંટાઇ;
તે સ્વામિને વળગિ વ્હાલથિ કેવિ આજે ? !
" મૂકું ન નાથ તુજને " કહિ એમ બાઝે ! ૩૪

### સોરઠા.

ત્રિણે પુષ્પ ખિલેલ, બાગ વિશે બે બાળકી;
કરે વિવિધના ખેલ, ગાતાં વિણતાં ગોરડિ. ૩૫
કરતાં ટોળ અનેક, પ્રિયંવદા કૌતુક જુએ;
દિઠો અલૌકિક એક, વૃક્ષ લતામાં ચતુર નર. ૩૬

### લાવણી.

ગઈ શુધ બુધ ચતુરા કેરીરે, ગઇ શુધ બુધ ચતુરા કેરી;
પ્રગટ્યો સ્વભાવિક પ્રેમ, લિધું કંદર્પે[2]મન ઘેરી. ટેક.
સ્વરૂપમાં કામદેવ જેવોરે, સ્વરૂપમાં,—
શૂરવીર સૌંદર્યવાન, વળિ દિસે રસિક તેવો. ૧
અધિક સકુમાર રૂપ જેનુંરે, અધિક.—
હસિત વદન કરિ મન હરિ લિધું, ભૂપતિની કંન્યાનું. ૨
બની આનંદ ઘેલિ મનમાંરે, બની,—
નિરખિ અનૂપમ તેજ, રૂહતણી લ્હાય લાગિ તનમાં. ૩
શિતળ છે ચંદ્ર વદન ચારૂરે, શિતળ છે,—
ગૌર વરણુ મનહરણુ નિરખિ, મન મોહ્યું રતિ સારૂં. ૪

૧ વેલ. ૨ કામદેવ.

પરમ રવિસમો દિસે કાંન્તીરે, પરમ,—
વિસ્મય થઈ મનમાંય આતુરા, પડી ઉરે ભ્રાંતી. ૫
રસિક મનહર બેઠો ન્યાળિરે, રસિક,—
આતુર થઈ ગોરડી, આંખ દેખીને અણિઆળિ. ૬
ધન્ય જેને નાથ મળ્યો આવોરે, ધન્ય,—
જક્ત વિશે જન્મિને, તે સ્ત્રિયે પૂર્ણ લિધો લ્હાવો. ૭

**દોહરો.**

એમ અધિક વિચારતાં, પડી પ્રેમને શર્ણ;
રૂપ જોઇ મોહિત બની, મૂર્છિત થઈ પડિ ધર્ણ. ૩૭

**સોરઠો.**

દેખે અદ્ભુત રંગ, ઠામ ઠામ પદ્માક્ષ ત્યાં;
શાન્ત પડે ન અનંગ, જે વ્યાપ્યો છે શરીરમાં. ૩૮
ફરતાં ફરતાં ઉર, પ્રિયંવદા તવ સાંભરી;
થયો વિવ્હળ ભરપુર, ધિરજ મન રે'તી નથી. ૩૯
ચ્હેન પડે નહિ કાંય, જોતાં લિલા વસંતની;
ગાવા લાગ્યો ત્યાંય, ગરબિ પ્રિયાના પત્રની, ૪૦

## प्रिया प्रीति वर्णन.

**ગરબી.**

" તારૂ ગોકૂળ જોવાને આવરે, મથુરાંના વાશી. " એ રાગ.
આવ દોડી પ્રિયાની પાસરે, રસિયા રસ ભોગી;
જીવણ થઇ છું અધીરી દાસરે, વનિતાના વિયોગી. ટેક.
જળથી વિયોગી માછલીરે, ટળવળું પ્રેમે ગુંથેલ;
કૂદી પડી કયારે નીરમાંરે ? નાના વિધના કરૂં હું ખેલરે. રસિયા૦ ૧

શરદ પુનમની રાતડીરે, ઉગ્યો સુધારસ ચંદ;
પિયુ[1] સંગે રમે પોયણીરે, આણી ઉરમાં અધિક આનંદરે. રસિયા૦ ૨
પ્રાંણ જિવન તુજ પ્રેમદારે, રહિ છું પ્રેમે જડેલ;
ચંપો આશક રસનો ભર્યોરે, તેણે વિંટાઈ નાગરવેલરે.—રસિયા૦ ૩
નેહ લગાડી નાથજીરે, બાંધી પ્રેમને પાશ[2];
કોયલડી ટોકા કરંરે, પિયૂ રમવા વસંત વિલાસરે.— રસિયા૦ ૪
પ્રેમી પ્રિતમ પાતળારે, પુષ્પ કળી કરમાય;
રસિક ભ્રમર[3] ભમવા ગયોરે, મનડું બહુ વ્યાકુળ થાયરે.--રસિયા૦ ૫
ભર જોબન જાગ માહરુંરે, છું હજુ બાળે વેશ;
કઠણ બની કેમ કંથજીરે, આપ બેશી રહ્યા દુર દેશરે ?—રસિયા૦ ૬
જેવી ગતિ હશે આપનીરે, તેવી બની છે પ્રિયાય;
વ્હાલા વિયોગે દેહમાંરે, લાગે વ્રેહાગ્નિકેરિ લ્હાયરે.— રસિયા૦ ૭
ગોડે નહીં સુખ સેજમાંરે, મન મળવા અકળાય;
કુસુમ[4] કળી શૂળ ખુંચતીરે, દુ:ખ રૂપથી રજની જાયરે.-રસિયા૦ ૮
વાલમ નવ તરછોડિયેરે, જેવી તેવી છું દાસ;
દીન વિનતી દીલમાં ધરીરે, પિયુ રાખો નિભાવી પાસરે.-રસિયા૦ ૯
એ રસિયાજી ધ્યાનમાંરે, ધરજો પ્રિયાનું વચંન;
નેહે રસિક નર નાથજીરે, વ્હેલા વળજોજિ પ્રાંણજિવંનરે.- રસિયા૦૧૦

## દોહરો.

એમ પ્રેમના પાશમાં, પડિયો રાજ કુમાર;
પૂર્ણ ભાવથી જેહના, ઉર ઊભરાયો પ્યાર. ૪૧

---

૧ પોયણી પોતાના પિયુ ચંદ્રમા સાથે કેવી ખુશીથી રમવા લાગીછે. ૨ બંધ ૩ ભમરો. ૪ ફુલની કળીયો જે પાથરેલી છે તે.

ઊપજાતિ વૃતમ્.

ફરે નરેશાત્મજ[1] કામ ઘેલો, પ્રિતી તણા પાશ મહીં ફસેલો;
નિહાળવા વાડિ સમસ્ત લાગ્યો, રૂદે સ્મરાંકૂર[2] અશેષ ભાગ્યો. ૪૨
જુદી જુદી જાત તરૂ ખિલેલાં, ફળે ફુલેથીજ ઝુમી રહેલાં;
સુગંધી વાયુ તણિ લ્હેર આવે, અંગે અતિ શિતળતા બતાવે. ૪૩
વાંકાં વળિને ઝરણાં વહે છે, વિલોકતાં સર્પનિ[3] ભ્રાંતિ રે'છે;
પક્ષિ મૃદુ ગાયન ગાય રાગે, શોભા બધી સ્વર્ગ સમાન લાગે. ૪૪
દિઠો રૂડો બાગ બધો નિહાળી, એવે દિઠી ત્યાં રતિ રૂપ નારી;
બેભાન થૈને ધરણી ઢળેલી, હતું નહીં કોઈ સમિપ બેલી. ૪૫

દોહરા.

તે દેખી પદમાક્ષને, ચિંતા પ્રગટી મંન;
કોણ હશે ને કયમ પડી ? ? રામા રૂપ રતંન. ૪૬
વેગે દોડી આવિયો, પ્રિતે તેની પાસ;
રૂપ જોઈ મોહિત બન્યો, પામ્યો ઉર ઉલ્લાસ. ૪૭

હરિગીત છંદ.

બેભાન બનિ છે ગોરડી, કંઈ ભાન છે નહિ દેહનું;
મોહ્યો અધિક પદમાક્ષ નિરખી રૂપ અદ્‌ભુત તેહનું;
ચંચળ બહુ શુભ ચક્ષ,[4] ક્ષેત્રજ[5] મોહના સમ દીસતાં,
સ્મરનાગ[6] ચિતથી ચટકતો, શિર કેશનું રૂપ પેખતાં. ૪૮
ગોરા દિસે શુભ ગાલ જેના, લાલ છે અંદર થકી,
ગુલાબ પામે અસ્ત, દેખી તેહને મનથી નકી;
શુભ વદન ઈંદૂ[7] બીંબ સરિખું, શોભિતું જેનું દિસે,

---

૧ રાજકુમાર. ૨ કામરૂપી કાંટો. ૩ સર્પના આકારની. ૪ આંખો. ૫ મોહને રેહેવાનુ ઠેકાણું. ૬ કામરૂપી નાગ ૭ ચંદ્રબીંબાકાર

અપૂર્વ અગ્નિ કામની, શિર કેશ કુચ મંડળ વિશે. ૪૯

મનાહર છંદ.

વિષયમાં જોવા આતૂરને સરવોત્તમ શું ?
શું પ્રસન્ન મૂખ જોવા ? સ્ત્રિનો સુખવ સ છે,
શું શ્રવણ માંહે શ્રેષ્ટ ? ભાષણ છે કામનીનું,
પ્રાશન પદાર્થમાં અધરરસ[૧] પાસ છે;
સ્પર્શ કરવામાં શ્રેષ્ટ વસ્તુ તે કઈ જણાય ?
તો તો રૂડો કામનીના દેહનો આભાસ છે;
ધ્યાન ધરવાને શું ? તો તારૂણીનું તારૂણ્ય[૨] છે,
આ પ્રકારે સ્મરણ કરવા સ્ત્રિ વિલાસ છે. ૫૦

ગીતિ વૃત્ત.

અતિ અદ્દભૂત રૂપ દેખી, મોહ્યો નૃપ પદ્માક્ષ અધિક મનમાં;
નખશિખ[૩] પર્યંત થકી, નિરખિને વહ જ્વાળ લાગિ તનમાં. ૫૧
ચખદાખ્યાં ચતુરાનાં, ધીમે હ્રય કર કમળ વડે કોડે;
પુષ્પ તણા પંખેથી, વાયૂ ઢાળે મસ્તક લઇ ખોળે. ૫૨

દોહરા

રૂપ ઊભય[૪] મળવા થકી, ઓપ્યાં અદ્દભુત અંગ;
જેમ શશિએ રોહણી, લીધી આપ ઉછંગ.[૫] ૫૩

ચોપાયા વૃત્ત.

વિચારતી ચંદ્રાવળિ મનમાં, પ્રિયંવદા ગઈ કયાંહે ?
દેખાતી નથિ કેમ, મુજ પ્રિય સખિ ! આટલા માંહે ?
એમ કહિને ચાલી આવી, જ્યાં છે પ્રિયંવદાય,
પાસે પુરૂષ કામરૂપ દેખી. વિચાર કરતી જાય. ૫૪

---

૧ હોઠનો રસ. ૨ જુવાની ૩ નખથી માથા સુધી ૪ બંનેનાં
૫ ખોળામાં

કોણ હશે એ દેવ સરિખો ! દિશે ઉજ્વળ વર્ણ,
મુજ સખિને શું થયું ? અરે એ ઢળી પડીછે ધર્ણ;
ચંદ્રાવળિ સખિ કેરી પાસે, આવી બહુ ગભરાતી,
મધુર સ્વરે બોલાવે છે. પણ બોલે નહિ મદમાતી. ૫૫
કહે પ્રેમિ પદ્માક્ષ પછી, મુખથી મૃદુ વચન વદીને,
સાંભળ તું સકુમાર ! પડેલી મેં પણ દીઠી એને;
શું થયું ને કેમ ઢળી ધર્ણ પર, વિસ્મયકારક ભાસે,
ઓચિંતો અહિં ફરતાં આવ્યો, તમ સખિ કેરિ પાસે. ૫૬
એવામાં ત્રુજ શાન્તિ થવાથી, ચેતન આવ્યું આપ,[1]
ધીમેથી નિજ નેત્ર ઊઘાડયાં, સમેટિને પરિતાપ;
પ્રેમી કેરા ઉછંગમાં, સુતેલી પોતે જાંણી.
ઓચિંતી ઝબકી ઉઠી, ઊરમાં પરપુરૂષ પ્રમાણી. ૫૭
સજ થઈ ગુણવંતી બેઠી, કરતી અધિક વિચાર,
છે કોટી કંદર્પ સરિખો, ચંદ્રતણો અવતાર;
કોણ હશે શા કામે અહિયાં ? ? આવ્યો પૂર્ણ રસે શું !
કે મળવા આતૂર અરે ! પ્યારો પદ્માક્ષ હશેશું ! ૫૮

ચોપાઇ

યાદ આવવાથી પદ્માક્ષ, પ્રિતીમાં ખેંચાયું લક્ષ;
વિચારમાં તે થઈ તદ્લીન, પડે તલપિ જ્યમ જળમાં મીન.[2] ૫૯
અરે ! એહ ક્યાંથી આ ઠામ ? સીધે મારાં સઘળાં કામ;
ધન્ય ઘડીને ધન્ય પળવાર, જો પદ્માક્ષ મળે આ ઠાર- ૬૦
(પણ) હોય ખરો કંઈ નહિ સંદેહ, પત્ર વિષે લખિયુંતું તેહ;
"હું આવિશ પ્યારી તુજ પાસ, કરવા વિઘ્ન સકળનો નાશ"

૧ પ્રિયંવદા. ૨ માછલાં

દિસે દેખો રાજકુમાર, રૂપ અને ગુણ અપરંપાર;
પણ પૂછું શી રીત તમામ? એનું ગામ ઠામને નામ. ૬૨
સ્નેહ થકી સુણવાને કથા, સમજાવી સખિને સર્વથા;
કર સખિ તું નક્કિ આ વાર, જ્યમ જાંણે નહિ મર્મ લગાર. ૬૩

## દોહરો.

પછી પ્રેમે ચંદ્રાવળિ, પૂછે રાખી હામ;
કોણ દેશના રાજવી,? કયમ આવ્યા આ ઠામ ? ૭૪
કયાં જાશો ? કુણવંશના, કુળ દિપક ગુણવંત ?
ગામ કયું ? શું નામ છે ? કુણ સતવંતી કંત ? ૬૫
દ્યો ઉત્તર એ પ્રશ્નના, દુખ હારક સુખદાય;
આપ આવવાથી મળી, અમને અગણિત સ્હાય. ૬૬
કહે કુંવર પોતા તણી, પ્રીત સહિત શુભ વાત;
ગામ પુનિત કનકાપુરી, કનકસેન મુજ તાત. ૬૭
જો પૂછયું તો હું કહું, રાખો વિનતી લક્ષ;
સૂર્ય વંશિ રાજા અમે, નામ ધર્યું પદમાક્ષ. ૬૮
નાંમ સુણીને ઓળખ્યો, ચતુરા ચમકી ત્યાંય;
હર્ષ ઘેલિ બનિ ગોરડી, ઉઠિને લાગી પાય. ૬૯
હવે નહીં છોડું કદા, રત્ન મળ્યું હું રાંક;
વળિ વળિ પ્રીતમને કહે, માફ કરો મુજ વાંક. ૭૦
પદ્મસેનની બાળકી, પ્રિયંવદા મુજ નાંમ;
તુજ કારણ વ્યાકુળ બની, કાઢું દિન નકામ. ૭૧
નામ સુણીને રાય પણ, પામ્યો ઉર આનંદ;
ધાર્યું કાર્ય સફળ થયું, ધન્ય પ્રભૂ સુખકંદ. ૭૨
વળિ આનંદનિ લ્હેરમાં, કે'તી રાજકુમારિ;

હું કુમુદનિ[1] અર્ધાંગના, તુ શશિ[2] મુજ રસ હારિ[3]. ૭૩

**ગજલ.**

"સુનો તુમયાર પરદેસી, બચન કૈસે નિભાવોગી-"——એદેશી.

પ્રિતમ પ્યારા, પરમમારા, ભુલું ઉપકાર, કયમ તારા ?
રહી તુજ શર્ણે, આવિને, ગ્રહીકર લે નિભાવિને. ૭૪
રાહ્યા તુજ પત્રની જોતી, રહીછું આંખડી લ્હોતી;
પિતા શત્રૂ, થયો સદને, કાઢયો શોધી, મુરખ વરને. ૭૫
મુકી હવે જઈશ, જોપ્યારા, નકી થશે હાલ, બુરા મારા;
હવેછે દેહ, તારો આ, બિજાનો તે, થનારો ના. ૭૬
સ્વપન[4] માંહે, રમુ તુજથી, જાગું ત્યારે દીલ દુઃખિ થતી;
લગન ત્રિજે, દિવસ મારૂં, વિઘન[5] થાશે, નકી ધારૂં. ૭૭
હવે તો કષ્ટમાંથી કાઢ, ગમેતો માર, કે જીવાડ;
પ્રિતમ પ્યારો; ગણો તૂજને, બીજા પિતુ ભ્રાત છે મૂજને. ૭૮
બનિછુ વ્યાકુળી ભારી, પ્રિતમજી, પ્રેમદા તારી;
અરિમાં[6] થકી, હરી લ્યો મને, નમિ નમિને, કહું તમને, ૭૯

**દોહરા.**

ઓ પ્યારા ! પદ્માક્ષ તું, પ્રેમી સન્મુખ પેખ;
મેં તુજ બહુ કષ્ટિત કર્યો, રેંમ દષ્ટિથી દેખ. ૮૦
મળ્યો જ્યારથી પત્ર તુજ, વધ્યો ત્યારથી પ્રેમ;
છટા જોઈ લખવા તણી, લિધ તુજ વરવા નેમ. ૮૧
રૂપ કુળે જોતી નથી, ચહું ભણેલ ભરથાર;
વળિ ઈચ્છું અંતર થકી, પ્યાર પરસ્પર યાર. ૮૨
આજ આવિ મળિયો મને, દૂર થકી રસભોગિ;

૧ પોયણી. ૨ ચંદ્રમા. ૩ હરનારો. ૪ સ્વપ્ન. ૫ વિઘ્ન. ૬ શત્રુ.

તે ત્યાગી હું એકલી, કેમ રહીશ વિજોગિ. ૮૩

**સોરઠો.**

લઈને વિનતી લક્ષ, પ્રીતિ પરમ મન વિસ્તરી;
કહે પછી પદમાક્ષ, વ્હાલ અધિક ઉરમાં ધરી. ૮૪

**લાવણી.**

ચાલને માહરી સાથ, ચતુર ચતુરા તું;
દાઝેછે મારૂં દીલ, નહીં ગભરા તું.——ટેક.
સીતા, દમયંતી, શકુંતળા સતિયોને,
કેવાં પડિયાંતાં દુઃખ, વિચારી જોને;
ન્હોતી શું મીરાં દુખી, રૂક્મિણી આદી !
ઝટ માર તીર ધારિને, જરૂર તક સાધી;
હવે ડરવું નહી દિલમાંય, પ્રીતિ રસ પાતું——
દાઝે છે૦ ચાલને૦ ૧
હતિ મહા પાંડવી[1], જોને પાંચ પતિવાળી,
તોપણ રીપુથી, દુખ પામિ નહીં કંટાળી;
આવિને કૃષ્ણે સંભાળ, ઝડપથી લીધી,
લજ્યા રાખી તેતણિ, જશવંતી કીધી;
ત્યમ પાળી શિયળ ગોવિંદ ગીત નિત ગાતું——
દાઝે છે૦ ચાલને૦ ૨
તું સમાવ તારો શોચ, સુંદરી હમણાં,
જઈ કનકપૂર વેદ વિધિયે, વરૂં મુજ રમણા;
તું સાચું માન્ય અલબેલિ ! વચન આ મારૂં,
હું પણ તુજને, દુખમાં ઉગારવા ધારૂં;

---

૧ દ્રૌપતિ.

કહું રસિક ભ્રમર સાવધ કુસૂમ કળિ થા તું——
દાઝે છે૦ ચાલને૦ ૩
એમ કહે ચતુર નર, સમજ સમજ સકુમારી,
ઝટ આવિ બેશ મુજપાસ, હરષ મન ધારી;
આ વાત કદી પૂરમાં, જરૂર જો જાશે,
પુરપતિ જાંણુવા થકી, વિઘ્ન અહિં થાશે;
માટે ઝટ ચાલ જરૂર, વિલમ કર ના તું——
દાઝે છે૦ ચાલને૦ ૪

દોહરો.

ચંદ્રાવળિ બધુ સાંભળી, મગ્ન બની મનમાંય:
પ્રેમ પરસ્પર જોઈને, વિચાર કરતી ત્યાંય. ૮૫

છપય વૃત્ત.

પેખ્યો અનહદ પ્રેમ, સુણ્યા સંવાદ રસાળા,
સ્તબ્ધ બની જોઇને, ત્યહાં ચંદ્રાવળિ બાળા;
શું પ્રીતી એમની, વર્ણવી તે નહિ જાયે!
અપરંપાર અપાર પાર પામિ ન શકાયે;
પછિ પ્રિયંવદા સખિને કહે, સાંભળ મારી વિનતી;
હું કે'તી હતિ પદમાક્ષ તે, આ મારો પ્યારો પતિ. ૮૬
એવાં સુણી વચંન, મંન આનંદ ન માયો,
વધ્યો પ્રેમમાં પ્રેમ, ઉરે ભરપુર ઉભરાયો;
ધન્ય આજનો દિન, ઘડી આ મંગળકારી,
મન માન્યો સખિ આજ, મળ્યો તુજનો રસ હારી;
હવે દુઃખ થકી થઇ મુકત તું, નહિ તો હતિ માઠી ગતિ;
ધન્ય ભાગ્ય તારૂ મુજ બ્હેનડી, મળિયો મન ગમતો પતિ. ૮૭

### દોહરો.

પ્રિયંવદા સખીને કહે, સાંભળ પ્યારી શાંન્તિ:
કરૂં વિનતા એક હું, માફી દે હિત જાંણિ. ૮૮

### પ્લવંગમ વૃત્ત.

સાંભળ સખિ માહરી, ધિરજ મનમાં ધરી,
તુજથી સુખ ઘણું પામિ, ખામિ નહિંછે જરી;
લાવિશ નહિ કંઈ રોષ, દોષ જો માહરા,
અગણિત હું ઉપકાર, ભુલિશ કયમ તાહરા ? ૮૯
આવે તુજનું વ્હાલ, યાદ મુજ અંતરે,
થઉંછુ ઉદાસિત અરે ! કેમ બદલો વળે ?
થશે નહી થઈ નથી, તુજ જેવી સખિ,
ક્યારે મળિશું બ્હેન, પુનઃ એ પ્રિતથી ? ૯૦
એક એકની સાથ, હાથ ગ્રહિને અરે !
ગાતાં રસમય ગીત, ફરીશું કયાહરે ?
આવો સુંદર બાગ, નજરથી જોઇને,
ફરતી તારી સાથ, પ્રમોદ ધરી મને. ૯૧
માફી દેજે બ્હેન, સુણી વિનતી અરે !
તુજ પ્રિતિ મુજ અંતરે, જરી નહિં વિસરે;
દિલ તુજનું પણ થશે, ઉદાસિત આજથી,
પણ વિચારજે બ્હેન, ડાહિ છું તું અતિ. ૯૨
તું પણ તુજ સાસરે, જઈશ હવે ભલે,
માટે કરિશ ન શોચ, હામ ધારી દિલે;
લખજે પ્રેમી પત્ર, અત્રથી તું મને,
લખીશ ઉત્તર તર્ત્ત, તત્રથી હું તને. ૯૩

દોહરો.

મારે મુજ વ્હાલી સખી, આપ રજા આ વાર;
રવિ આથમવા આવિયો, જા ઝટ નૃપ દરબાર. ૯૪
કહે પછી ચંદ્રાવળી, જઇશું હવે જરૂર;
પણ મુજ વિનતી આટલી, લેજો છેલ્લી ઉર. ૯૫

સોરઠા.

તુજ સખિને ઓ બ્હેન! ભૂલિશ નહિ પળ એક પણ;
થઇશ સુખી દિન રેન, પત્ર પેખિ તુજ પ્રેમનો. ૯૬
(પછી) બહુ દુખમાં પડિ એહ, છેલ્લે કઠણુ રદય કરી;
રજા લઈ ગઈ તેહ, નિજ સખિને પદ્માક્ષની. ૯૭

ભુજંગી છંદ.

ગઈ જ્યાંય ચંદ્રાવળી પ્રાણ પ્યારી, થઈ શોચવંતી રસીલી કુમારી;
(પછી) ચઢી અશ્વ તે ધીર ધારી ઉરેથી, પિયૂ સાથ જાતાં સ્વદેશે ત્વરેથી.૯૮

કટાવ.

જતી પ્રિયંવદા આનંદે, જોતી નિશ શિતળ ચંદે.
ગુણ ગાતી હરિને વંદે, શું ગાઉં સઘળું છંદે,
સુખ આપ્યું મુકતાનંદે, દિસે છે આનંદ વૃંદે વૃંદે, વૃંદે,
મન સુખ કંદે, દુખને ખંડે, લિલા અખંડે, જોઈ બ્રહ્માંડે, જાય દેખતી, વૃક્ષ લતાઓ; બહુ શોભાઓ, પ્હાડ અને પર્વત બહુ મોટા, ફરે જોગી વાળી લંગોટા, જોતાં નજરે, ભયંકર ઉરે, લાગે ત્યાંહે, જંગલ માંહે, જાત જાતનાં, પશુ પેખતાં, ઝાબરાં થતાં, દોડિને જતાં, ભિન્ન ભિન્ન વન લિલા લેખતાં, પ્રિયંવદા કહે પછી વિચારી, પતિને પોતે, પ્રિય પતિ અહિયાં, આપે મનમાં, બીક ન ધારી, ઉર વિસારી, દુખને ભારી, વ્હાલી પ્યારી, ગણી ઊરેથી, આવી ત્વરેથી,

દુઃખમાંથિ છોડાવી મુજને, ધન્ય ધન્ય પ્રાણ પતિ તુજને, ઈચ્છિત સ્વામી, પ્રેમે પામી, કાંઈ ન ખામી, એવા નાથને, જોડિ હાથને, સદા નમામી, જશ રહે જામી, પ્રેમ રૂપી સમશેર ઉગામી, મળિયા આવી કળા બતાવી, ચિત લોભાવી, ધન્ય નાથ તમને હું ફાવી,
હવે રસિક રસ લ્યો રંગેથી, વરો જઈ રાજ્યમાં પ્રિતેથી,
એમ કહી નાથને વંદે, દિસે છે આનંદ વૃંદે વૃંદે.—— ૯૯

## દોહરો.

મળી ઉભય પુરમાં ગયાં, નમ્યાં રાયને પાય;
પછિ નમ્યાં જઇ, માતને, કહિ ત્યાં સર્વ કથાય. ૧૦૦
ખેદ પામિ પ્રથમે ઘણું, સુણિ કંન્યાનું દુઃખ;
પૂત્ર પરાક્રમ જોઈને, મનમાં પામી સૂખ. ૧૦૧
રાણીયે પણ રાયને, કહ્યાં પરાક્રમ જેહ,
રાજા પણ સૂખ પામિયો, સુણિ શ્રવણે સહુ તેહ. ૧૦૨
લગ્ન કર્યાં બંને તણાં, શોભા કહિ નવ જાય,
ઠામ ઠામ પુરમાં બધે, મંગળ ગીત ગવાય. ૧૦૩
રમે રંગ આનંદમાં, કરતાં નવિન વિલાસ;
પછી રસીલી ને રસિક, પડયાં પ્રેમને પાશ. ૧૦૪
પ્રતિ દિન વ્હાલ વધ્યું અધિક, રચે નવિન કવિતાય;
આનંદે દિન નિર્ગમે, પ્રેમિ ચતુર ચતુરાય. ૧૦૫
રચે ઉભય પુસ્તક ઘણાં, લાગ્યો કવિતા સ્વાદ,
એમ ઘણા દિન વહિ ગયા, કરતાં વાદ વિવાદ. ૧૦૬
પ્રેમનગર ગઈ વાત કે, કનકાપુરિનો રાય;
તેનો સુત પદમાક્ષ તે, હરી ગયો કન્યાય. ૧૦૭
મહિ પતિ મહાક્રોધે ભર્યો, પણ વિચાર્યું મનમાંય;

શાથી નિજ કંન્યા તણું, લગ્ન થયું છે ત્યાંય. ૧૦૮
વળી મહા બળિયો દિસે, કનકપુરીનો રાય;
તેથી વ્હેર કર્યા થકી, છે નહિ સાર જરાય. ૧૦૯
સમજાવ્યો વળિ નારિયે, તવ સમજ્યો તત્કાળ;
સલાહ કરિ જઇને જ્યહાં, કનકસેન ભૂપાળ. ૧૧૦
રથ ઘોડા સુખપાલને, ગજ વળિ મોટાં ગામ;
કન્યા દાનનુ નામ દઇ, આપ્યા રોકડ દામ. ૧૧૧
પ્રથમ થકી માંને નહીં, થાય ફજેતી આમ;
પાછળથી પસ્તાઈને, આવે ઠામનુ ઠામ. ૧૧૨
ઘેલાં માણુસ બહુ સ્થળે, ગૂર્જરમાં દેખાય;
પ્હેલેથી પેખે નહીં, પાછળથી પસ્તાય. ૧૧૩
રસ[૬] વસુ[૮] સિદ્ધિ[૮] શશી[૧] તણો, ઈસ્વીશક આવાર;
માસ પવિત્ર અગષ્ટમાં, તારિખ શર[૫] ભુમિ[૧] સાર. ૧૧૪
દયા કરી સંતાનપર, ખોળો સરખી જોડ;
સદા શુભાશિષ પામતાં, પૂર્ણ થશે મન કોડ. ૧૧૫

## ॥ इति प्रियंवदा अने पद्माक्ष. ॥

---

## केफ विशे.

### ભુજંગી છંદ.

---

કરે કેફ કેફી ગણ્યા લાભકારી, જુઓને ફજેતી પછી થાય ભારી;
અરે! ભ્રાત એવા વિચારો વિસારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૧

ફરે ફાંકડા બાંગ પીને બનારે, જશે આબરૂ એમ પોતે ન ધારે;
વદેછે વૃથા કેફ કીધે લવારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૨
કહો એહ માંહે રૂડો સ્વાદ શો છે ? જુઓ કેફ પીવાથકી કંઠ બેસે;
રહે દેહનું ભાન લેશે ન યારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૩
અતિ કેફથી અંગમાં વ્યાધિ જાગે, દૂયે આંખ ભારી ભયંકાર લાગે;
ભલા બાત એ છંદ છે રે ! નઠારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૪
બહૂ મારતી કેફની છાક શ્વાસે, ઉભો પાસ દેખી બધા જંન નાસે;
જશે શુદ્ધિ થાશે કુબુધ્ધિ વધારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૫
કદી હોય દેવી તણો એમ ન્યાય, કહો કેમ પીધેથી કદ્ધિ થવાય;
ઘટે નૂર માટે કૃતી એ નિવારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૬
જુઓ જાદવો કેફપી નાશ પામ્યા, સુણી દાખલામાં ભુલોરે ! નકામા;
રૂડું ધારિને આપ હેવા[1] સુધારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૭
કુડા કેફથી હામને દામ જાશે, નઠારા યશે નામ પ્રખ્યાતિ થાશે,
કહે ધિક્ક સૌ એહને શાસ્ત્રકારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૮
વિસારો તમે કેફની દુષ્ટ હેવા, મહા વિદ્ધ તે થાય છે મૂર્ખ જેવા;
કહો નાથજી નમ્રતાથી વિચારો, તજો કેફ કાંને ધરી બોધ મારો. ૯

---

## मूर्खाईनां लक्षण.

### મનહર છંદ.

જે ડાળે ઉભેલ તેને વિચારે ન વાઢતાં કે,
પડશે તો તેની સાથે મને પણ વાગશે;
જાૂજ કામ સારૂ નિજ પાડોશીનું ઘર બાળે,

---

૧ ટેવ.

એમ ના જાંણે કે સાથે મારું પણ લાગશે;
હેવું કાઢી વશ કરે, નાચ તમાસામાં ફરે,
વિચારે નહીં કે લ્હેણદાર આવી માગશે;
આબરૂ જાએ ને માથે વાગે ત્યારે રોવા લાગે,
વધારે શું કહું યાર એવા મૂર્ખના વિશે ? ૧
વ્હાલાં સાથે વ્હેરને, કુટુંબમાં કુસંપ કરે,
સુમિત્ર ત્યાગી કુમિત્ર તણો છંદ ઝાલશે;
કરતાં વિચારે ન પછીથી વિમાશણ કરે,
પામે દુઃખ ત્યારે, દીલગીર દીલમાં થશે;
દૂધ પીવું મૂકી દારૂ પીવા દોડે કોડ થકી,
ભણવું તજીને મૂર્ખ ભવાયા જોવા જશે;
આબરૂ જાએ ને માથે વાગે ત્યારે રોવા લાગે,
વધારે શું કહું યાર એવા મૂર્ખના વિશે ? ૨
વિચારે નહીં કે આમ બોલાય કે બોલાયના,
બોલ તણો તોલ નિજ ધ્યાનમાં ન ધારશે;
ફાયદાની વાતને વિસારી મુકી આપ પછી,
ફાયદા વિનાની વાત ઉરમાં વિચારશે;
બને નહીં કાંઈ અને પૂલ્ય મારે બાર ગણી,
મિથ્યા અભિમાન કરિ મોટમ પ્રમાણશે;
આબરૂ જાએ ને માથે વાગે ત્યારે રોવા લાગે,
વધારે શું કહું યાર એવા મૂર્ખના વિશે ? . ૩
શુભ ધારી કહે નિજ સ્નેહી જન આવિ કોઈ,
તેહની ન શીખ આપ ઉરમાં ઉતારશે;
અધિક કહે તો તેને ચિઢાઈને સાંમો થાશે.

જાંણે રાંની મર્કટ ઉછાળો ભરી મારશે;
વ્યભિચાર કરિ કષ્ટ પામે નિજ તોય પણ,
પૈસો પતિ યાર ખોઈ, એહ ફંદમાં ફસે;
આબરૂ જાએ ને માથે વાગે ત્યારે રોવા લાગે,
વધારે શું કહું યાર એવા મૂર્ખના વિશે ? ૪
આવડે નહીંને કામ માથે લેવા હામ ધારે,
થાય નહીં ત્યારે બુદ્ધિ હીણુતે બગાડશે;
પોતાના ઉરેથિ અતિ મૂરખ મસ્તાન બનિ,
જાણશે કે મારા જેવો સમજુ કો નહશે;
સમજે ન પોતે અને મૂરખ બીજાને કહે,
શેરનું લાવિને સવાશેર ભાવે વેચશે;
આબરૂ જાએ ને માથે વાગે ત્યારે રોવા લાગે,
વધારે શું કહું યાર એવા મૂર્ખના વિશે ? ૫
માત તાતને મહા સંતાપતો કંકાસ કરી,
જ્હાલ વડે વિદ્યા તણો સ્વાદ નહીં ચાખશે;
સજ્જન બોલાવે કોઈ ભાવ ધરિ તેની સાથે,
અહંપદ અધિક મુરખ મન રાખશે;
નાથજી હમેશ તણો સ્નેહિ તેની સાથે પણ,
મૂરખ મુખે કથન મિષ્ઠ નહીં ભાખશે;
આબરૂ જાએ ને માથે વાગે ત્યારે રોવા લાગે,
વધારે શું કહું યાર એવા મૂર્ખના વિશે. ૬

## सज्जन बावनी.

### દોહરા.

સદ્ ગુણનો સંગ્રહ કરે, દૂર્ગુણનો તજનાર;
વિનય વચન વદને વદે, તે સજ્જન સરદાર. ૧
સત્ય સાચવે આપનું, અસત્ય નહિ વ્હેવાર;
પત રાખે બીજાતણી, તે સજ્જન સરદાર. ૨
જન્મિને આ જકતમાં, સમજ્યો સાર અસાર;
તજ્યો મુરખના સાથને, તે સજ્જન સરદાર. ૩
અહંકાર આળસ રૂપી, શત્રૂનો હરનાર;
શિખિ વિદ્યા ઉદ્યમ કરે, તે સજ્જન સરદાર. ૪
માત પિતા પદને સદા, સેવે ધરિને પ્યાર;
કડૂ વચન કાઢે નહીં, તે સજ્જન સરદાર. ૫
પરમારથના પંથમાં, આગળ પડતો યાર;
પરદુખ દેખી દુખધરે, તે સજ્જન સરદાર. ૬
કામ વિના નવ પરવરે, પ્રેમ કરી પરદ્વાર;
વ્હેમ નકામા ને તજે, તે સજ્જન સરદાર. ૭
સમજે છે ઉરમાં સદા, જાવું સાંજ સવાર;
થાયે તત્પર પ્રથમ જે, તે સજ્જન સરદાર. ૮
પ્રેમ થકી પોતે સદા, કરતો પરોપકાર;
સુમારગે ધન વાવરે, તે સજ્જન સરદાર. ૯
સારાં કૃત્ય કરી કદા, કહે ન હારો હાર;
પૂણ્ય ધરે નહિ નિજ ઉરે, તે સજ્જન સરદાર. ૧૦
દીન જનોને પ્રતિ દિવસ, દાન અધિક દેનાર;
સુખ આપે જન દુઃખિને, તે સજ્જન સરદાર. ૧૧

કાની છાની વાતનો, કરતો નહિ વિસ્તાર;
ગુપ્ત રહે નિજ ઉર વિશે, તે સજ્જન સરદાર. ૧૨
દેતો મૂરખ મનુષ્યને, શિખામણ સુખકાર;
સમજૂ કરતો સ્હેજમાં, તે સજ્જન સરદાર. ૧૩
સુકૃત્યથી નહીં ધારતો, જીત્યો આ સંસાર;
વળિ એવાં કરવા ચહે, તે સજ્જન સરદાર. ૧૪
દેવ પુજન કરતો પ્રિતે, ગાથા હિત સુણનાર;
માને શીખ વિવેકની. તે સજ્જન સરદાર. ૧૫
ગુરૂ સમિપ કર જોડિને, નમસ્કાર કરનાર;
વચન ઉલંઘન નવ કરે, તે સજ્જન સરદાર. ૧૬
શુભ કરવા રાખે નહીં, અન્ય તણો આધાર;
આનંદે સિદ્ધિ કરે, તે સજ્જન સરદાર. ૧૭
દૂર કરે ડાહ્યો થઈ, નડતા દુષ્ટ વિકાર;
સાર સાર સંગ્રહ કરે, તે સજ્જન સરદાર. ૧૮
સઘળી કુડી વસ્તુનો, કરે અધિક ધિક્કાર;
લલચાવ્યો લલચાય નહીં, તે સજ્જન સરદાર. ૧૯
જાણે પોતે મનવિશે, સત્યેથી તરનાર;
જૂઠું કદિ બોલે નહીં, તે સજ્જન સરદાર. ૨૦
ભૂલ્ય પડે જો કોઈની, ક્ષમા તણો દાતાર;
શિખ આપે હિત કાર્યની, તે સજ્જન સરદાર. ૨૧
બંધ કરે ઠપકા દેઈ, રમતા જેહ જુગાર;
કરે રંક ઉપકાર જે, તે સજ્જન સરદાર. ૨૨
પરદારાને માતસમ, માનેછે નિરધાર;
પરધન લોહ રૂપે ગણે, તે સજ્જન સરદાર. ૨૩

અંતરમાં ગંભિરતા, પાળનાર આચાર;
સાચવતો નિજ ધર્મને, તે સજ્જન સરદાર. ૨૪
સજ્જન મિત્ર કરે સદા, રાખે દૂર ગમાર;
અવગુણ ગુણ પારખ પ્રિતે, તે સજ્જન સરદાર. ૨૫
તોલ કરેછે બોલનો, સમજે સઘળો સાર;
શાસ્ત્ર થકી ઉલટો નથી, તે સજ્જન સરદાર. ૨૬
વિદ્વાનોને માન દઈ, મિષ્ટ વચન વદનાર;
શાસ્ત્ર વિવાદે સાર લે, તે સજ્જન સરદાર. ૨૭
કુટુંબમાં રાખે સદા, સંપતણો ભંડાર;
કુસંપને અળગો કરે, તે સજ્જન સરદાર. ૨૮
ધર્મ તણા શુભ કામમાં, આપ કરે નહિ વાર;
પાપ થકી ડરતો ઉરે, તે સજ્જન સરદાર. ૨૯
સ્વદેશિને વધુ વ્હાલથી, જન જે સ્હાય થનાર;
તાકે સારૂં સર્વનું. તે સજ્જન સરદાર. ૩૦
પરસ્ત્રિ સાથે જેહ જન, આપ રમે નહિ જાર;
જાણો જુકતે જકતમાં, તે સજ્જન સરદાર. ૩૧
જેની તિવ્ર મતિ તણો, પામે નહિ કો પાર;
સલાહ આપે સરસ જે, તે સજ્જન સરદાર. ૩૨
કો જનજો જુજ ગુણ કરે, માને બહુ ઉપકાર;
ઓશિંગણ થાયે વળી, તે સજ્જન સરદાર. ૩૩
પડે ન જાણ સુકૃત્યનો, જેનો પાર અપાર;
કર્યા થકી શુભ જશ વધે, તે સજ્જન સરદાર. ૩૪
નિંદ કર્મનો ત્યાગ કરિ, નહિ દુર્જન દરકાર;
સંતોષી મનમાં સદા, તે સજ્જન સરદાર. ૩૫

લોભ જરાએ નવ કરે, કરે સુરીત સ્વિકાર;
ખળ જનથી અળગો રહે, તે સજ્જન સરદાર. ૩૬
શિલ ધર્મ પાળે પ્રિતે, રાખે મિતા આહાર;
પ્રતિ દિન ઉઠે પ્રભાતમાં, તે સજ્જન સરદાર. ૩૭
પોતાનો ને પરતણો, સરખો ન્યાય વિચાર;—
કરતો સરસ વળી રૂદે, તે સજ્જન સરદાર. ૩૮
મૂખ થકી કાઢે નહીં, અણુ ગમતો ઉચ્ચાર;
મિષ્ઠ વદી જગ વશ કર્યું, તે સજ્જન સરદાર. ૩૯
સુખ દુખ દિલ ધરતો નથી, જે જન વારંવાર;
નિજ ઈંદ્રિ સૌ વશ કરે, તે સજ્જન સરદાર. ૪૦
જિવ હિંસા ન કરે કદા, થાવા નિજ ઉદ્ધાર;
મોહ કરણી માયા તજી, તે સજ્જન સરદાર. ૪૧
ક્રોધ કુકર્મ તજે વળી, લેવા કીર્ત્તિ અપાર;
મન નિર્મળ જેનું રહે, તે સજ્જન સરદાર. ૪૨
ગણુતો ભગિની ભ્રાત સમ, આ જગનાં નરનાર;
વળિ ક્ષમા હથિયાર લે, તે સજ્જન સરદાર. ૪૩
માને છે સજ્જન ઉરે, મિથ્યા વિશ્વ વિહાર;
પૂછ્યા વિણુ બકતો નથી, તે સજ્જન સરદાર. ૪૮
શુભ કરિને જન કોઈનું, લાંચ નહી લેનાર;
શરમાવ્યો શરમાય છે, તે સજ્જન સરદાર. ૪૫
બૂંડું તાકે કો તણું, જન ને નર્ક જનાર;
એવું સમજે જેહ જન, તે સજ્જન સરાર. ૪૬
સજ્જન તો યાચે નહીં, યાચે નર નાદાર;
વ્હાલો લાગે સર્વને, તે સજ્જન સરદાર. ૪૭

નામ વિસારે નહિ કદી, જે નિજનો સૃજનાર;
પળ પળ પ્રભુ સેવે પ્રિતે, તે સજ્જન સરદાર. ૪૮
દયા ધરીને દિલ વિશે, સુણે ગરિબ પોકાર;
દુઃખ હરી સુખને કરે, તે સજ્જન સરદાર. ૪૯
સંકટ ખૂબ શિરે પડે, પણ મતિ નહિ ચળનાર;
એવા વિરલા હોય છે, તે સજ્જન સરદાર. ૫૦
જાણે નવ રસ બોલતાં, ધીર વીર ધરનાર;
નાસ્તિક નરથી દુર રહે, તે સજ્જન સરદાર. ૫૧
જગ રચના શુભ જોઈને, જપતો જગદાધાર;
વળિ શિખ સુણશે નાથજી, તે સજ્જન સરદાર. ૫૨

---

## સત્ય વિશે.

### મનહર છંદ.

સત્ય માટે જુઓ રાય હરિશ્ચંદ્રે રાજ્ય છોડિ,
ફરિ ઠામ ઠામ તે અધિક દુઃખ પામિયો;
'પણ' મૂક્યું નહીં પોતા તણું ઘણું કષ્ટ સાહી,
વેચાઈને સત્ય માટે, નીચ ઘેર તે રહ્યો;
રાણી તારામતિ પતિ સાથે સત્ય માટે ગઇ,
પર ઘેર રહી દુઃખ સહી ભારને વહ્યો;
જુઓ સત્ય થકી રાજ્ય મેળવી પુનઃ પ્રેમેથી,
સૂખ પામ્યાં સૃષ્ટિમાંને અંત્યે યશ જામિયો. ૧

# બાળ લગ્ન વિશે.

## ગરબી.

જય જય પ્રભુ અશરણ શર્ણ, હણ અનીતીરે;
બાળ લગ્ન તણી તું બાળ, ભવમાં ભીતિરે. ૧
મન માન્યો વરે વરરાય, બળ કુમારીરે;
એવી હરિવર દેજે સ્હાય, દુઃખિયાં ધારીરે. ૨
નાસે દેશ ને ક્લેશનું મુળ, અહિં થકિ પળમાંરે;
રહે સંપી પિયૂ પ્રેમદાય, ભાવે ભૂતળમાંરે. ૩
સ્વામિ સંગે રમે જમે રોજ, મન મળવાથીરે;
પણ બાળ લગ્ન થકી, દેખું દિવસ એવા ક્યાંથીરે? ૪
વામા મધુરી શી બોલે વાણુ! બહુ ગુણવંતીરે.;
મંદ મંદ હસી ઢોળે વાય, લાડ કરંતીરે. ૫
વાધે આનંદ અંગ અપાર, એવિ પ્રિયાથીરે;
પણ બાળ લગ્ન થકી, દેખું દિવસ એવા ક્યાંથીરે! ૬
કોઈ દીવસ દુઃખી દીલ દેખી, દિલાસો દેતીરે;
પાળી આજ્ઞા નિજ પતિ સંગ, મગનમાં રે'તીરે. ૭
મૃદુ મરમ વચનથી હમેશ, નાથ રિઝાવેરે;
બાંણુ રૂપિ ચઢાવિ કટાક્ષ, વશ કરે દાવેરે. ૮
દેખે શોકાતુર કદિ મંનતો, પળમાં હસાવેરે;
નમિ ચાલે ઠમકતી ચાલ, પિયુ મન ભાવેરે. ૯
પછિ પામે પિયૂ પ્રેમદાય, જશ જગમાંથીરે;
પ્રભૂ તારી દયા વિના દેખુ દિવસ એવા ક્યાંથીરે? ૧૦
બાળ લગ્ન છે દુઃખનુ મૂળ, શૂળ કરંતુંરે;
સૂખ પામે ન પિયુ ને પત્નિ, છે સહુને દમતંરે. ૧૧

કંઈ ઘેલા બનીને જંન, દુખ વરસાવેરે;
એક લ્હાવ લેવાને કાજ, લોક હસાવેરે. ૧૨
બાળા જાંણે નહીં વરરાય, કેવી ગતીનોરે,
વર હોય છે સમજણ હીણુ, તેવી મતીનોરે. ૧૩
કેવી રીતે દંપતિ સાથ, વર્તવું પોતેરે;
સમજે નહિં અંતર માય, એ મૂરખાં તેરે. ૧૪
ધમરોળ મચાવે રોજ, નરને નારીરે;
ઉગે કુસંપું કેરૂ બીજ, થતાં વ્યભિચારીરે. ૧૫
કહેછે શાસ્ત્ર કરિને પોકાર પાપ કર્યાનો રે;
મૂર્ખ જનને નથિ અધિકાર, કન્યા વર્યાનોરે. ૧૬
હોય નાદાન વિદ્યા વિહીન, હીન મતિનોરે;
કરો વિવાહ નહિ તેનિ સાથ, નિજ પુત્રિનોરે. ૧૭
સ્મૃતિ વેદ અને નિતિશાસ્ત્ર, તે પણ વારેરે;
તોય તે પર આપે ન ધ્યાન, લોક લગારેરે. ૧૮
બાળ લગ્ન કર્યા થકિ, ઉંચું ન કૂળ કે'વાશેરે;
પણ પુત્રિ વિશ્વાસેથિ, સંતતિ સંપત્તિ જાશેરે. ૧૯
નહીં સ્વપ્નામાં પામે સૂખ, ડુબે દુખમાંરે;
દિન દોહલા કાઢે એહ, અન્નનિ ભુખમાંરે. ૨૦
નથિ સૂઝતો ઉદ્યમ કાંય, એક નિરાંતેરે;
ભણે વિદ્યા નહીં તે જરાય, પ્રેમથી ખાંતેરે. ૨૧
બહુ અવગુણ છે એ માંય, ગુણિજન જાંણેરે;
પ્રજા જન્મે તેની કમજોર, શું રતિ માંણેરે! ૨૨
નાસે નાથજી કેરા વિકાર, સૌ મુળમાંથીરે;
પ્રભૂ તારી દયા વિના, દેખું દિવસ એવા કયાંથીરે? ૨૩

# *स्वदेश हितोपदेश.

## ઇશ્વર સ્તુતિ.

### દોહરા.

મમ નમન હનન મમત રસ, અગમ મતિ રસિક કામ;
ભ્રમ મન હરિ કરૂ નાથ તમ, મનન સકરણ પ્રણામ. ૧

### છપ્પય વૃત્ત.

જય જગ કર્ત્તા ઈશ, શીશ નામીને કહું છું,
સ્હાય કરો દીન દિશ, નિશદિન શર્ણે રહું છું;
ભરતખંડ ભાગતી, અતિ પ્રતિ દિન પ્રભુ કીધી,
ફૂર કેમ જગપતી, મતિ દેશીને દીધી;
ઉર અધિક મ્હેર કરિ ઈશ્વરા, અગમ બુદ્ધિ આપો તમે,
વળિ વળિ વંદું છું નાથજી, સ્હાય કરો દુખડાં શમે. ૧
વિશ્વંભર વિશ્વેશ, દેશ દુર્દશા વિદારો,
આપી શુભ ઉપદેશ, બેશ હુન્નરો વધારો;
અવિનાશી અવ્યકત, ભકત જાણિને તારો,
આર્ય પ્રજા છે અશકત, શકિત તેનીજ સુધારો;
જન તન મનથી ઉદ્યમો, કરે એવિ પુર કામના,
વળિ વળિ વંદું છું નાથજી, દોષો ટાળ તમામના. ૨

---

* આમાંની કેટલીક કવિતાઓ અત્રેની સરકારી સ્કુલમાં સને ૧૮૮૨ની સાલમાં 'નીતિબોધક' નામે સભા ભરાતી હતી ત્યા વાંચી હતી.

ભરતખંડ ભડ ભૂપ, રૂપ ગરિબિને પામ્યું,
વસુ હરિ જાય વિદેશ, તેજ દેશીનું વામ્યું;
આળશ વધતું થયું, ગયું શૂરાપણ ભારી,
નિરૂદ્યમી અહિં થયાં, અરે ! સહુ નરને નારી;
શુભ ઉદ્યમને અળગો કરી, આળસ ગ્રહણ કર્યું અતિ,
વળિ વળિ વંદુછું નાથજી, કયાં નાહી દેશી મતિ ? ૩
હુન્નર નાહો અરે ! દેશ મૂકીજ પ્રદેશે,
લે છે લક્ષ્મિ હરી, વળિ હુન્નુએ પણ લેશે;
અરે ! આર્ય કયમ કર્યું, મોહ રૂપિ પાન વિશેશે,
તલપ્યો ઉપર વાઘ, અરે એ લીધા લેશે !
પ્રભુ મતિ આપો રૂડી અતિ, હુન્નરને અહિ લાવવા,
વળિ વળિ વંદું છું નાથજી, કરો સ્હાય સુખિયા થવા. ૪

---

## દોહરો.

ઉદ્યમ વિણુ મમ દેશિયો, ડુબ્યો હિંદુસ્તાન;
રે ! મનમાં મોહિત બની, કેમ ભૂલ્યા સહુ ભાન. ૧

## હરિગીત છંદ.

રે ! દેશિયો આ દેશમાં, શુભ સંપ ધારીને સહી,
કરજો સુધારો બેશ મનથી ધારિને દેશી અહીં;
જેથી સ્વદેશી જંન લાગે, ભાષણો સુવિચારવા,
ભાષા ભણું સુખકાર, યાર સ્વદેશ સર્વ સુધારવા. ૧
વિદેશમાં લક્ષ્મિ ગઈ તે, લાવવા હિંમત ધરો,
કમ્મર કસી કસિ દેશિ સર્વ, ધનાઢ્ય દેશ સુખી કરો;
કુસંપ, આળસ, કલેશ, વ્યસનો, એ કુધારા કાઢવા,

ભાષા ભણું સુખકાર, યાર સ્વદેશ સર્વ સુધારવા. ૨
ચેતો સ્વદેશી ચિત્તથી, સહુ વિત્ત વિણુ હીનમય થયા,
દેશાભિમાનથિ આપ, દેશાટણુ કરી રાખો દયા;
ઉદ્યોગ, સંપત, સંપ, વિદ્યા, ચાર ચીજ વધારવા,
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૩
પરદેશના હુન્નર બધા, લાવો અહીં સંગ્રહ કરી,
શુભ ચીજ નવ નવિ દાખવી, આળશ સ્વદેશનું લ્યો હરી;
સૌ ઠાંમ શાળાઓ ભરો, પરદેશિ ચીજ નિવારવા,
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૪
રે! ગુર્જરી વાણી વિસારી, સારિ ધારી અન્યને,
ઈંગ્લીશ મરાઠી ફારશી, વ્રજ, ઉર્દુ, અહિ ગુર્જર જને;
તે પણ પુરણુ નહિ તેથિ આ લાગ્યો સુબોધ પ્રસારવા,
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૫
કરતા ખરીદ સ્વદેશિયો, શુભ દેખિ ચીજ વિલાયતી,
તેમજ અહીં સહુ કારિગરને, શ્હાય આપે નહિ રતી;
માટે વિચારો દેશિનેજ બુરાડવા કે તારવા?
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૬
પરદેશિ હુન્નર નિરખિને, નિજ મંન ખુશ પામો ઘણા,
પણ ધારતા નથિ આગળે શા હાલ બનશે આપણા?
દેશી કહો આવા વિચાર, વિસારવા કે સારવા?
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૭
ભરિ ઠામ ઠામ સભા જશાભિ, બોધ દ્યો શુભ દેશિને,
જેથી નિવારે સર્વ મનથી, ચીજ જે પરદેશિને;
કહો સજ્જનો નિજ દેશિ તેહ, ઉગારવા કે મારવા!
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૮

જુવો પ્રદેશી લોક, પોતાના સ્વદેશી કારણે,
વેઠી અતિશય કષ્ટ ફરતા, પ્રેમથી દેશાટણે;
લક્ષ્મિ બધી લૂંટી ગયા, નિજ દેશ દુ:ખ વિદારવા;
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૯
સહુ દેશિ જન મનમાં ધરો, વિનતી રૂડી હરિગીતથી,
છે છંદ આ બહુ લાભકારી, ધ્યાન લ્યો પુરિ પ્રીતથી;
દેશી કહો શું આ સુબોધ, પ્રજાળવા કે પાળવા ? !
ભાષા ભણું સુખકાર યાર, સ્વદેશ સર્વ સુધારવા. ૧૦

---

૫૯.

"પ્રભૂ તેરે નામકી લ્હે મોહે લાગી" એ રાગ.

કહું સુણો બોધ, સ્વદેશી મારો,
ચાહો હીત તો, ઉરથી વિચારો. કહું૦ ટેક.
સજ્જન સમાજ ભરી ગામે ગામમાં,
દ્યો દેશી જનને પોકારો;
દેશી કળાઓને દઈને ઉત્તેજન,
અગ્ર ધસો મમ યારો. કહું૦ ૧
પ્રદેશી ચીજ અહીંયાં બહુ પ્રસરી,
તે સરવે ને નિવારો;
ખોળી હુન્નર ,દેશી જનને ખંતથી,
આપશો બુદ્ધિ વધારો. કહું૦ ૨
જેથકી આપણી ભારત ભૂમિના,
દુ:ખનો આવે આરો;
જરવિણુ ઝાંખો પડયો અતિ આજે,

જેમ તરણિ આગે તારા. કહું૦ ૩
હેતા મહત નથિ કારીગરોને,
ઉર હિત આપ વિચારો;
નિશા વિશે મગરૂર બન્યા કેમ?
આપનું બિરદ સંભારો. કહું૦ ૪
લૂંટાઈ જે નિજ દેશની લક્ષ્મિ,
લાવો કરી હલકારો;
ઉત્તમ સ્થિતિ કરવા દેશી જનની,
વાપરો હુનર હજારો. કહું૦ ૫
સ્વદેશાભિમાન આપ ધરીને,
દેશનું હિત મન ધારો;
સ્નેહ ધરીને સ્વદેશી ત્વરેથી,
વિનતી આ ઉરમાં ઉતારો. કહું૦ ૬
માગો વળી દયાળુ પ્રભુ પાસે,
સુખ મળવા વર સારો;
ઓ પ્રભુ ! આ ભરત સૂર્યની ઉપર;
આવ્યું ગ્રહણ તે વિદારો. કહું૦ ૭

---

# हुन्नर लक्ष्मि संवाद.

## મનહર છંદ.

અરે ! પ્રિય દેશી ભાઈ, છેલાઈ તજી હવેથી,
ભરતખંડનો તમે, વખત વિચારજો; ૧

આગળનો જમાનો ને, હાલનો કેવો દિસે છે;
તેહ તણો તોલ આપ ઊરમાં ઉતારજો;
હાલની કળાઓ બધી, મૂળમાંથી જતી જોઈ,
પ્રાચીન કાળની કળાઓ તમે સંભારજો;
એવી બુરી સ્થિતિ જોઈ; ખેદ યુક્ત આપ થઈ,
સ્વદેશી જનોનો હવે વખત સુધારજો. ૧

દેશની બુરી સ્થિતિ થવાનું મૂળ કારણ હું,
કહું છું સુણો સ્વદેશિ ચિત્ત થકિ ચ્હાઈને;
આગળ તો હુન્નરના સ્વાધિન નોકરો હતા,
પછી તો ન પૂછ્યો કોયે ભાવ તેનો ધાઈને;
માટે કંટાળી ઉરેથિ લક્ષ્મિ નિજ નારિ જોહ,
તેહને કહે હુન્નર દીલગીર થાઈને;
આળસુ થયા છે લોક દેશ હિંદુસ્તાન તણા,
દિન પ્રતિ દિન થાય દીન હરખાઇને. ૨

મારો ભાવ પૂછે નહીં, શુદ્ધ પંથ સૂઝે નહીં,
માટે ચાલ મારી સાથ, તજી હીંદુ લોકને;
વિદેશી કો વીર નર પુરીને આપણુ કોડ,
દેશને પ્રદેશમાં પ્રખ્યાતિ પામે બેશને;
ચિન અને વિલાયત ઈત્યાદિ યુરોપ માંહે,
મળિયે મહંત કોઇ ઊદ્યોગી નરેશને;
અહીં તો ઠેકાણું હવે આપણું રે'વાનું નથી,
નિરાશ થઈને ચાલો તજીને સ્વદેશને; ૩
કોઈક તો અક્કડ થઇ અતિ ફક્કડ ફરે,
કોઈક તો બ્હીવાની માંહેજ છકિ જાય છે;

કોઈક તો વ્યસન તણે વિવાદ ચડયા બહુ,
કોઈકનાં નૂર ઘટિ ગયેલાં જણાય છે;
કોઈક તો વ્યભિચાર કરિ ઈતબાર ખુવે,
કોઈક કુસંગથી જુગારી ભારી થાય છે;
કોઈક ઈચ્છે છે ખાવા કૃપણ તણું જ ધન,
કોઈક વિશ્વાસઘાત કરિ વખાણાય છે. ૪
કોઈક આળશુ જન, બગાસાં ખાયાંજ કરે,
કોઈક તો દોરા ચિઠ્ઠિ કરે અતિ પ્રીતથી;
કોઈક ધુણાવે ઘરો ઘર ભૂત ભૈરવને,
કોઈક લડાવે ખુબ લડાઈ કુરીતથી;
કોઈક તો પર ઘેર મિષ્ઠાન જમિને પોતે,—
સુતા તાણી સોડ તેતો પામ્યા નવે નિધથી;
એવી રીતે ઠામે ઠામ વિસાર્યા મને તમામ,
કુન્નર કે' નારિ છોડો સ્વદેશ ખચિત્તથી. ૫
લક્ષ્મિ કહે ધરિ પ્રિત, સાંભળો સ્વામિ સ્વચિત,
રીત કહી આપે તેનો સઘળી દિસે ખરી;
પણ મારી વાત એક ધારિને ઉરે વિવેક,
ટેક લાવિ સાંભળો પ્રમોદ ભરમાં કરી;
પાળેલાંના પેટ પાળિ મારિયે ન મારા નાથ,
હાથ જોડી અર્જ એજ કરૂંછું હું કીંકરી;
હજુ વિસાર્યા છે છેક, આપને એમજ નથી,
માટે જરા થોભિયે ધિરજ મનમાં ધરી. ૬
કુન્નર કે' શાણી નારી સાંભળ તું વાત મારી,
આટલું થાએછે અહીં તોયે નથિ જાણતી;

હેસવે ઉડાવે મને ભરતના વાશી લોક,
કોક વળી કરે મદ અલ્પ જેહની ગતી;
હું તો જઈશ ખચિત્ત, પ્રીત થકિ પ્રદેશમાં,
સત્ય સમજ્યો છું હવે, સ્ત્રિની પાંનિયે મતી;
દિન પ્રતિ દિન શૌર્ય કળાઓ ઘટતી જાય,
માટે જાણો આખરે સ્વદેશિ તણી ભાગતી. ૭

લક્ષ્મિ કહે કુંવરને સુણો પ્રાણ પતિ મારા,
કયાં સુધી આળસુ રે'શે લોક હિંદુ દેશના;
રે'વાનું રેઠાણમારૂં, કેમ કરીને વિસારૂં?
ગુણો શું ભૂલિ જશે આ સજ્જન સ્વદેશના!
આળસ વધારો થાશે, કળાઓ સકળ જાશે;
પ્રાણ મોહમાં બંધાશે, સ્વદેશિ વિશેષના;
એદિને અક્કીણિયા બનશે કારિગર જ્યારે,
ત્યારે આપ સાથે આવવાને નહીં કહું ના. ૮

કુન્નર કહેછે તુતો, સાંભળને બોળિ નારી,
હું ગયેથી તું રહીશ, આશા મૂજને નથી;
માન થકી સાથ મારી, ચાલ ચિત્તમાં વિચારી,
ચેતાવું છું તને નારી, તપાશી અત્યારથી;
ધિમે ધિમે પછી જ્યારે આવવું પડશે પૂઠે,
ત્યારે ઓછી થાશે અહીં તારા ઈતબારથી;
અકળાઈ અને પછી ખચિત્ત આવિશ માટે,
વિચારિ વિચારિ તને કહું છું કો વારથી. ૯
કમળા કહેછે એતો વાત ખરી પણ નાથ!
વિરલા કો [illegible]શે એવા આપને મનાવશે!

હજુ કંઇ નિર્બળ થયો નથિ આ હીંદુ દેશ,
કે આપણને ઉરેથિ મૂળથી ભૂલિ જશે;
સકળ જગત માંહે ઉધમની નાસ્તિ થઇ,
સુઘડતાઇ તજાય તે તો ફરિ આવશે;
માટે કહું નામિ શીશ, રેંમ કરો પ્રજાદિશ,
આપણા વિના તેઓને કોણરે ! નિભાવશે ? ૧૦
હુન્નર કહેછે ત્યારે કરિને ઉરેથિ રીશ,
આટલું કહેતાં કંઇ માન્યું નહીં મારૂં;
હું ખરો કે વિદેશ જઇ વિવાદ કરિ બહુ,
કોઇકને મળિ 'પણ' તજાવું હું તારૂં;
યૂરોપ* માંહે છે શૌર્ય કળાવાન ઘણા નર,
તેહને મળિશ કહું મૂખથી ખરેખરૂં;
શું જાણુછે તુજનું કે નહિ આવું મુજ દિશ,
મારા પાસ રાખવા ઉપાય આજતો કરૂં. ૧૧
એમ કહી આવ્યો પોતે યૂરોપ તરફ પ્રિતે,
ફરતાં ફરતાં દિઠા ચંચળ અંગ્રેજને;
તેહને મળિને ત્યાંહાં, ઉમંગ ઉરેથિ લાવિ,
સકળ જગત માંહે પસારિયુ તેજને;
કળાઓ નરને નારી વધારી ભાવેથિ ભારી,
બનાવિ સિજે અધિક મોહ કારણી મને;
હુંન્નરે મોકલી ફોજ લક્ષ્મિ લુંટવાના કાજ,
ચતુરાઇઓ ચલાવિ એમ પ્રદેશી જને. ૧૨
માટે મારા દેશીભાઇ, સ્વદેશી લક્ષ્મિ તણાઇ,
હલ્લો કરો હુન્નર મનાવવાના કારણે; ()

નહીંતો થશેજ કેર, લક્ષ્મિ ચાલિ પર ઘેર,
હુન્નર મનાવિ લાવો સઘ નિજ બારણે;
દેશીમાં દૈવત નથી એમ ધારી ડરે થકી,
લક્ષ્મિ ચાલિ હુન્નર પતિ કરે ઓવારણે;
તજી નિજ દેશ અતિ કલ્પાંત કરતિ જાય,
તોય ભોળા દેશિયો સુતાછો કયમ ધારણે ? ૧૩
ઉદ્યોગ છે મંદ, મંદ દેશની સ્થિતિ હું દેખું,
મ્હેનતુ છે મંદ, મંદ ચાતુરી જનો તણી;
વિદ્વતા છે મંદ, લક્ષ્મિ દિસે મંદ ઘરો ઘર,
હુન્નર છે મંદ, મંદ કળાઓ છે આપણી;
ચડતી દેશીની મંદ, તે દેખી કરૂં આક્રંદ,
થઈએ સૂખ કંદ, થાય સ્હાય જકતનો ધણી;
માટે મારા દેશીભાઈ, હુન્નર સુમિત્ર સ્હાઈ,
ચઢાઈ કરો વિરત્વે, પ્રદેશી કળા ભણી. ૧૪
દેશી કારી ગરોને, મદત ખુબ પ્રેમથકી,
આપો જેથી ઉર વિશે, તેઓ ખુશકારછે;
વિચારો ફરેથિ રાજકુમારો કુળનિ રીત,
તમારા ઘરડાએ કરેલી સુખકારછે;
તેમના વખતમાં વિદેશીલોક માંખી સમ,—
ભમતા ભરત ખૂંટે, તેનો ક્યાં વિચારછો
માટે કેમ નિસું ન્યાળિ રહ્યા આર્ય અલબેલા?
શું અરે! આ યુગમાં અંગ્રેજ ઓઠકારછે? ૧૫

દોહરો.

અરે! દેશીસ્થિતિ આસમે બગડી જાણો યાર;

પ્રયત્ન તનમનથી કરો, થવા દેશ સુખકાર. ૧
દેશ સુધારવા પ્રથમછે, વિદ્યાનું હથિયાર;
તે અપૂર્ણ નવ રાખવી, પૂર્ણ કરો ધરિપ્યાર- ૨
અધિક ફાયદા થાયછે, વિદ્યા પૂર્ણ પ્રકાશ;
તેથી સકળ સુખ પામશો, રાખો નહિજ કચાશ. ૩
આગળના મુનિયો જુઓ, ફર્યા વનસ્પતિ દિશ;
ઔષધની ઉન્નતિ કરી, પામ્યા સુખ દિનનિશ. ૪
નારદ મુની પૃથ્વિ વિશે, પરિક્રમણ કરિ સાર;
દેશ દેશ ફરિ રાગનો, સંગ્રહ કર્યો અપાર- ૫
પણ બ્રહ્માણ સૌ આધના, વ્હેમી હતા ન કોય;
ન્યાતનિ બ્હાર ન મૂકતાં, સહાય આપતા સોય- ૬
હાલ મુસાફરી કારણે, પળે વિપ્રધરિ મંન;
મૂકે ન્યાતિ બ્હારતે, વ્હેમ ભરેલા જંન. ૭
સુધારવા નિજદેશને, વિદ્વાનો ધરિ પ્રિત;
બોધ દેશિને આપતા, સુખપામે જે રીત- ૮
મળી તેહને પ્રેમથી, સુધારજો આદેશ;
સંપ વૃદ્ધિ થાવાથકી, હુંનર વધશે બેશ- ૯
વિશ્વ પતિયે વ્હાલથી, બુદ્ધિ આપી શુદ્ધ;
તો કયમ વાપર નવકરો, એછે ધર્મ વિરૂદ્ધ- ૧૦
માટે મુજ દેશી બધા, લેજો વિનતી લક્ષ;
જે કારિગરિ સાંભળી, તેને કરો પ્રતક્ષ- ૧૧
કરવા ઊત્પન નવિનકંઈ, વાવો ઉત્તમ બીજ;
જેથી ઊપયોગી બને, સ્વદેશની શુભ ચીજ- ૧૨
કારણ તેનું એજકે, પ્રદેશનો જે માલ;
લેછે હિંદુ હોંસથી, વિચારતા નથિ હાલ- ૧૩

લક્ષ્મિ વિદેશે જે ગઈ, જોઈશું પેલે કાળ;
શાથીકે આદેશની, પ્રજા થઈ પિંડમાલ. ૧૪

સાર્દૂલ વિક્રીડિત.

એ મારા પ્રિયદેશિયો ઉર ધરો, મારી વિનતી પ્રિતે,
ચાહી ચિત્ત સ્વદેશ દુ:ખ હરશો, જેથી સુખો સૌ વધે;
એ રૂડા કૃતથી બધા જગતમાં, ભારી યશો પામશો,
માટે મુજ સ્વદેશિ મિત્ર પ્રિતથી, સૌનું ભલું ઇચ્છશો- ૧

દોહરા.

જશ જામે દેશી તણા, ને સુખ દ્યો જગદિશ;
નેહ વડે દે નાથજી, એ અવિચળ આશિષ. ૧

॥ इति श्री स्वदेश हितोपदेशम् ॥

---

## शाणो अने मूर्ख कोण ?

छप्पय वृत्त.

કર્મ કરે જે સારા, નઠારાં ત્યાગે તનથી,
નાસ્તિકથી રે' દૂર, માનતો શાસ્ત્ર સુમનથી,
કરવા બેઠો કાર્ય, તેહ સિદ્ધિથી કરતો,
છોડી કુડાં કૃત્ય, મોક્ષ પંથે સંચરતો;
જાણે નહિ કોજન સૌરડી, વાત તેહના મન તણી,
કરતો તે નિજ સિધ જ્યાહરે, સહુને પ્રિય લાગે ઘણી. ૧
શીત, ઉષ્ણ, ભય, ગરીબિ, માતબરીને પ્રિતી,

તેણે વિઘ્ન થવાનિ, રાખતો મન નહિ બીની;
શકિત તણી સમતૂલ્ય, કામ કરમાંહે ઝાલે,
કહી વાત તેમાંય, સૂક્ષ્મમતિ જેની ચાલે,
વળિ જ્યહાં ભ્રાંતિ આવે ત્યહાં, સમાધાન સ્નેહે કરે,
કંટાળે નહિ જે મન થકી, શાણો તેજ્જાણો ખરે. ૨
ચાહે વસ્તૂ સરસ, પ્રાર્થનામાં મન રાખે,
ના મળવાની ચીજ, તેહનો પ્યાર ન દાખે;
આવે સંકટ ખૂબ, તોય બુદ્ધિ નથિ ચળતી,
કરતા કામ અગાધ, ચલાવે મતિ અનુસરતી;
આરંભ કર્યો જે કામનો, પૂર્ણ કરે તે પ્રિતથી,
મોટાનાં જોઈ શુભ કૃત્યને, શાણો ખુશ પામે અતિ. ૩
સુણતો હિતનો બોધ, પ્રયત્ન કરે શુધવાતે,
ગંગા ઉંડાં નીર, તેમ ચિતને સ્થિર રાખે;
સર્વ વસ્તુ જગમાય, નાશવંતી તે ધારે,
પોતાની સ્તુતિ સુણી, પામતો ખૂશ નભારે;
નિજ ભાષણ કરતાં સંચયે, યુકત થઈ અટકે નહીં,
વળિ સર્વ કર્મની યોજના, શાણો તે જાણે સહી. ૪
પોતે પણ રસ નવે, બોલવા માંય પિછાણે,
સમય પારખે સઘ, તર્ક, સઘળા કરિ જાણે;
યથા શાસ્ત્રની વાત, વળી વિદ્યા જે પાસે,
(તેથી) મર્યાદા કો તણી, ઉલંઘી નહીં પ્રકાસે;
શુભ વાત કહે જે વદનથી, સઘ વદે સારાંશને,
કહેછે નાર્યજિ ગુણ એટલા, હોતા શાણા જનને. ૫
સન્મિત્રોનો ત્યાગ, તુરત તે મુરખ કરતો,

પઢ્યો ન અક્ષર એક, કુકર્મથિ દ્રવ્ય ઈછંતો;
કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, મત્સર બહુ વળગ્યો,
લાજ, હર્ષને માન, તેહથી રે' છે અળગો;
વળિ ઈચ્છા નહિતે ઈચ્છતો, ઈચ્છાનું ઈચ્છે નહીં,
મિત્રાઈ તોડીને સુજ્ઞાની, ક્રૂર તણી કરતો સહી. ૬

કરે કૃત્ય જે આપ, કહે તે દ્વારે દ્વારે,
બીજાની જેવાત, ખરી પોતે નવ ધારે;
સદ્ય થવાનું કામ, તેહને વાર કરંતો,
કરે શાર્દ્ધ નહીં પિત્ર, દેવનથિ આપ પુજંતો;
નિજ પૂછ્યા વિણુ બકતો બહૂ, બોલાવ્યા વિણુ જાયછે,
જ્યાં ઘટે નહીં ત્યાં નેહથી, વિશ્વાશે બંધાય છે. ૭

સ્વધર્મને વળિ સ્વાર્થ, તેહ મનમાં નથિ ધરતો,
બીજાને દે દોષ, તેહ પોતે આચરતો;
પોતા જીવ સમ નથી, તેહને મિત્ર જડંતો,
ચિત્ત નહીં સ્થિર તેહ, ફોકટ મદ આપ કરંતો
મળવાની નહિ જે વસ્તુ તે, ઉદ્યમ વિણુ ઇચ્છા કરે,
જે ઠામે લાભ મળે નહીં, ત્યાંહાં લાભ આશાધરે. ૮

આપે આશ્રય કૃપણુ, મુરખ તેને મન ધારો,
સંપત્તિ નિજ તણી, વસ્ત્ર ભૂષણો હજારો;
આપે દાનને નહીં, એકલો ભોગવતો તે,
આપ વિચારી ઉર, મુરખ જાણો સર્વે એ;
વળિ પોતાના આશ્રિત વિશે, પૈસો બહુ પાપો કરી,—
લીધેલો તે નિત ભોગવે, મૂરખ મન હર્ષજ ધરી. ૯

( મિશ્ર. )

## ગુર્જરી ધૈર્ય.

દોહરો.

જ્ઞાન વાન જનને નવિન, ગાન તાન સનમાન;
જાંન ભાંન મન જે નકિન, ખાન પાન ધન ધ્યાન. ૧

કુંડળિયા છંદ.

સુણુ ગુર્જર મુજ માવડી, ધર મનમાં તું ધીર,
સુત તારા સાદંયથી, થયા કંઈક શુરવીર;
થયા કંઇક શુરવીર, બ્હાર ફરવાને લાગ્યા,
ભરી સભા ભાવથી, વ્હેંમના વાંધા ભાગ્યા;
હજૂ ઘણા જન ઉરે, વ્હેંમને રહ્યા સંઘરી,
તેપણુ જાશે સર્વ, સુણુ મુજ માત ગુર્જરી. ૧
ચિર વિદેશે વિચરતાં, વધ્યો અધિક વેપાર,
દોલત વધશે આપણી, ઉદ્યમ થકી અપાર;
ઉદ્યમ થકી અપાર, નામ ઝાહેરમાં થાશે,
ચપળ રાજ્ય મંડળો, દેશમાં થતાં જણાશે;
ધર્યો ક્રોધ પણુ હવે, માત તુજ તણા નરેશે,
બની બહુ વિદ્વાન, વિચરતા ચિર વિદેશે. ૨
જેમ મચ્યા છે મમતથી, અમેરિકાના લોક,
નિંદ્રાને આળસ તજી, હરે અધિક ધન રોક;
હરે અધિક ધન રોક, નવિન વેપાર ચલાવી,
બહુ દુકાન ઇગ્લાંડ, આદિ દેશમાં જમાવી;
એમ તૂજ સેવકે, પ્રથમથી ખેલ રચ્યા છે.
અમેરિકાના લોક, મમતથી જેમ મચ્યા છે. ૩

થાય વૃદ્ધિ વિદ્યાતણી, જાય ક્લેશનું મૂળ,
સંપ વધી થોડા દિને, થશે દેશ અનુકૂળ;
થશે દેશ અનુકૂળ, દુઃખનું શૂળ સૌ જશે,
સ્વાર્થિ શેઠ જે થયા, તેહ પરસૂખ ઇચ્છશે-
વ્હેમી પણ ટાળશે, રીત દુખદા નિંદાની,
શાથીકે દેશમાં, થાય વૃદ્ધિ વિદ્યાની. ૪

સવૈયા છંદ.

હાર લગાર બલા સરદાર તણી,
મુજ માત ન થાય અરે!
ઉરથિ ખાર વિહાર તજી,
વળિ સાર અસાર વિચાર કરે;
કાઢ વિકાર અપાર,
ઉદાર બનાવી હજાર પ્રકારથિરે!
જેથી જુવે દ્વિજ નાથજિ,
ગુર્જરનો જયકાર થતો નજરે. ૫

---

## મિથ્યાભિમાની વિશે.

### સવૈયા.

વીર કથા શ્રુતિમાં નિજ રાખિ, કરો અતિ ભીરૂ થકી નરવી,
વીર નકી થઇ ભ્રાત ઉરે, સુજનોનિ વિનંતી ધિરે ધરવી;
વીર ધરે ધિર આ જગમાંય, નકી સમજાય કયા ગરવી,
વીર ગયા કહું નાથજી સર્વ, અહંપદયાર વૃથા કરવી. ૧

## મોતી દામ છંદ.

કથા કહું એક સુણો હિત કાજ,
તથા તજવા દુઃખકારી રિવાજ;
જથારથ જે મન માંહિ જણાય,
વૃથા અભિમાન કરો ન કદાય. ૧
મળે અભિમાન વિશે નહિ માલ,
ખચિત્ત થશે કદિ ભ્રષ્ટ હવાલ;
સુખિ ન થશો કરી કોટિ ઉપાય,
વૃથા અભિમાન કરો ન કદાય. ૨
મહા મનમાં મગરૂરથિ જોઇ,
સગાંજન સ્નેહ ધરે નહિ કોઈ;
થઇ દસશીશ તણી કુદશાય,
વૃથા અભિમાન કરો ન કદાય. ૩
બહુ અભિમાની ટળે સુખમાંથિ,
કદી જરિ સ્હાય મળે નહિ ક્યાંથિ?
ભલા જન કોદિ નહીં ચિત સ્હાય,
વૃથા અભિમાન કરો ન કદાય. ૪
ધરે ઉરમાં અભિમાન લગાર,
ખરેખર મૂર્ખતણો સરદાર;
પિડા બહુ ભોગવશે નિજ કાય,
વૃથા અભિમાન કરો ન કદાય, ૫
રૂદે ધરશો ઠરશો નહિ ઠામ,
વિદાય થશે ધન ધામ તમામ;
નકી સુખ વાખિ દુખે ઉભરાય,

વૃથા અભિમાન કરો ન કદાય. ૬
અતિ ધરવાથિ ઘટે બહુમાન,
ગણે સહું મૂઢપણાનિ સમાન;
બુરા અભિમાનથિ લાજ લુંટાય,
વૃથા અભિમાન કરોન કદાય. ૭
હિંડે ઉર અંધ થઈ અભીમાનીં,
ગણે હલકા જન સર્વે ગુમાનીં;
કદી અણુ ચિંત્યુ મહાદુઃખથાય,
વૃથા અભિમાંન કરોન કદાય. ૮
ન એહથી કોઈ ઠરે સ્થિર ઠામે,
જુઓ અભિમાન ધર્યુ જીંવરામે;
મહા દુઃખ વેઠયુ કહી ન શકાય,
વૃથા અભિમાન કરો ન કદાય. ૯
ઉરેથી મુકે નહિ ટેક લગાર,
ખમા મુખથી વદતા છડિદાર;
(એવા) સુકોમળ રાય ભળ્યા ધુળમાંય,
વૃથા અભિમાન કરો ન કદાય. ૧૦
મહા મતી વિસ્લ પતિનિ જરૂર,
જરા અભિમાન ધરે નહિ ઉર;
અલૌકિક કવિ રચી રચનાય,
વૃથા અભિમાન કરો ન કદાંય. ૧૧
ધરો શિખ નાથજીની નિજ ઉર,
ખરો રિપુ જાણિ રહો સહુ દૂર;
દિસે અભિમાન મહા દુઃખ દાય,

વૃથા અભિમાન કરો ન કદાય. ૧૨

મનહર છંદ.

સાંભળ ગુમાની શિખ, તજી અભિમાન ઉર,
કાંનમાં કહું છું જરા, સાંનમાં સ્વિકારજે;
તાંનમાં ફરેછે ભુલીભાન, પણ વાત મારી,
ધારી હીત કારી તારા ધ્યાન માંહી ધારજે;
ભૂતળમાં ધરિ પગ, અદ્ધર લપોડશંખ.
ચાલી મદમાંય સમજ્યો ન કશો સારજે;
ધરા, ધન, ધામ ને સંતાનના તમામ મદ,
ફોગટ ગણિને કહે નાથજી વિચારજે. ૧

---

## લક્ષ્મિ મહિમા.

કુંડળીઆ છંદ.

પૈસા વાળો જન પ્રથમ પંડીતમાં પરખાય,
પામર પૈસો ના રળ્યો, તો નહિ ચિતમાં ચ્હાય;
તો નહિ ચિતમાં ચ્હાય, તૃણથી તુચ્છ ગણાશે,
ઘેલો હશે શ્રીમંત, તોય ડાહ્યો કહેવાશે;
કહે નાથજી એમ, જગતના ઢંગ નિહાળો,
સહુ ઠામે પૂજાય, પ્રથમ જન પૈસાવાળો ૧
ધન વંતો ધીરજ ધરી, કો ઠામે કદિ જાય,
ભલે પધાર્યા ભાઈ કહિ, સરવે સાંમા ધાય;
સરવે સાંમા ધાય, હાથ ગ્રહિ કંઠે ચાહે,
ગર્થિ ગાંડો હશે, તોય ગણશે ગુણવાળો;

કહે નાથજી એમ, ઊલટો ન્યાય દિસંતો,
પામે માન વિશેષ, ધિરજ ધારી ધનવંતો. ૨
પરણે પૈસાદાર સો, બએ ત્રણ કન્યાય,
રંક કંઈક રિધ્ધિ વિના, કૂંવારા અથડાય;
કૂંવારા અથડાય, જગત જન નિંદા કરશે,
કહે કદિ શિખનો બોધ, તો બધા મશ્કરિ ધરશે;
કહે નાથજી જાય, સર્વ પૈસાને શરણે,
નાંણું બહુ વિધ ખર્ચિ, ફરી ધનવંતો પરણે. ૩
લખેશરીનો લાડકો, ઝડપી તેડે સર્વ,
ગંદો કે ગાંડો હશે, તો લેતાં નહિ ગર્વ;
તો લેતાં નહિ ગર્વ, તેજ પૈસાનું આવે,
લાડકવાયો કહી, સર્વ જન લાડ લડાવે.
કહે નાથજી એમ સ્નેહિ થાશેજ અર્રિનો,
મનમાંને ત્યમ કરે, લાડકો લખેશર્રિનો. ૪
કરે પાન મદિરા તણું, ભલે! કુછંદી હોય,
દેખે નજરે સર્વ પણ, કહી શકે નહિ કોય;
કહી શકે નહિ કોય, તેજ પૈસાનું લાગે,
અરે! અજાવત્ ફરે, સર્વ ધનવંતા આગે;
કહે નાથજી સુણો, વસૂ મહિમા થઈ ધીરા,
લખેશરીનો લાલ, કરે નિત પાન મદીરા. ૫

---

# સ્ફૂટ વિષય.

## સમજ્યો કશોનસાર, માનવી અભાગિયો

ગનહર છંદ.

અત્તર ફૂલેલ ઘાલિ કેશમાં ધૂપેલ યાર,
છેલાઈ કરિને છેલ નિકળ્યો સુહાગિયો;
બૂટને સ્ટોકિન પાય, હાથ લાકડી જણાય,
સાફ સૂફ કરિ અંગ, ચાલે વરણાગિયો;
આળસૂ અતિ દેખાય, ફેફ પી બગાસાં ખાય,
જાંણ્યે દૈત્ય કુંભકર્ણ, ઊંઘમાંથી જાગિયો;
પ્રભુથી નડર્યો યાર, જનમ ધરિ ગમાર,
સમજ્યો કશો નસાર, માનવી અભાગિયો. ૧

## ફોકટ ફૂલાય જનમાંય જન ફાંકડો.

મનહર છંદ.

અરે ! નર અભિમાની, ઢાંકીને નાદાનિ નિજ,
કરિ મૂછ નિચું જોઈ, ફરે કયમ વાંકડો;
શરમ ધરમ તજી, પરમ કૂકરમને,—
સજી રમ્યો રામાસંગ, રમે જયમ માંકડો;
પ્રભુને નગાયો તું ઠગાયો આ જગતમાંય,
અંતને સમયે રે ! પસ્તાગે બનિ રાંકડો;
ગર્વથી ગમાર ઈતબાર યાર ખોવા માટે,
ફોકટ ફૂલાય જનમાંય જન ફાંકડો. ૨

## कनक कटारि यार, पेटमां मराय ना.

**મનહર છંદ.**

પૂત્રજે કુપૂત્ર થઇ, કૂળને કલંક આપે,
કૂળ મૂળ જાય જાંણિ, કેમ તે તજાય ના;
જીવ જાંન મિત્ર મિષ્ઠ બોલિ મૂળ કાઢે ત્યારે,
કહો કેમ રહે નિત્ય તેની સાથે ન્હાયના;
સૂતા હોય શાણિ સદગૂણિ જાય સાસરે ન,
ત્યારે પિતા થકી તેને ઘરમાં રખાયના;
ગમે તેવું પ્રિય હોય આખરે રિપૂ જણાય,
કનક કટારિયાર પેટમાં મરાય ના. ૩

## सांभळो सज्जन सदा उद्यमे दिवाळी छे.

**મનહર છંદ.**

સારાં સારાં વસ્ત્ર સજી નર અને નારિયોએ,
મળિને અટારિ શણગારિ તે રૂપાળી છે;
સ્નાનને અર્ચન કરી, દેવ દરશન જાયે,
પૂરણ પ્રિતેથી ખાવા સેવને સુંવાળીછે;
આતસ બાજીનો ખેલ, જોવા જેવોછે બનેલ,
આનંદ દિપક વડે આ દિવાળી બાળીછે;
દામની દિવાળી છે નકામની એચાર દિન,
સાંભળો સજ્જન સદા ઉદ્યમે દિવાળી છે. ૪

## प्रश्नोत्तर.

### प्रश्न.

**છપય છંદ**

છોટો એક સમુદ્ર, પક્ષણી પિતી પાણી,

પ્રૌઢ પ્રેમથી એહ, વિવેક અધિક ઉર આણી;
એવામાં નિજ હસ્ત, અહિં પારધિયે તેને,
કરવા ચિત્ર વિચિત્ર, આપ લઈ ચાલ્યો એને;
નિજ કૃત્ય કરી પરિ પૂર્ણને, હતિ જ્યાં ત્યાં મૂકિ આવતો,
(એમ)બહુ વાર કરંતો ચતુર નર, ઉત્તર કહો મન ભાવતો. ૧

ઉત્તર.

દોહરો.

ઉત્તર એનો સ્હેલછે, સજ્જન કરો વિચાર;
વિદ્યા વાળો પ્રિછશે, લેખણ જન સુખકાર. ૨

પ્રશ્ન.

છપ્પય છંદ.

ઉંચામાં શું ઉંચ? નિચામાં શું નીચું છે?
ઝીણામાં શું સૂક્ષ્મ? જક્ત મનહરણી શું છે?
ભાનૂથી ભલિ ભાત, તેજ કોનામાં દેખો?
સિંધુથી કુણ શ્રેષ્ટ, યાર આ જગમાં પેખો?
વળિ ઊંડામાં ઉંડું કયૂં? કહો પામું આનંદને;
ઊત્તર નમનેથી નાથજી, માગેછે સજ્જન કને. ૧

ઉત્તર.

છપ્પય છંદ.

ધર્મ ઉંચમાં ઉંચ, નિચમાં દૂષ્ટ ધણીછે,
અક્ક્લ સૌથી સૂક્ષ્મ, સર્વ મન હર માયા છે;
વિદ્યાવાન મહાન, તેજવાળો સવિતાથી,
દયા ધૈર્ય ગુણ તેહ, શ્રેષ્ટ રત્નાગરનાથી;
ઊંડામાં ઉંડું પેટ તે, ભરાય નહિ ભરતાં ખરે.
જેના કારણ કહે નાથજી, સૌજનો વેઠ કરી મરે.

## अधिक मास काढवा विशे.

### मनहर कवित.

सज्जन समस्त षट[६] चकर[६] सृंगार[१६] तणि,
करो बादबाकि जेह शक होय ते विशे;
शेष रहे तेनो ओगणिस थकि भाग नांखि,
'गूण[३]' शेष थकी मास चैतर वधू दिशे;
'एकादश[११]' थी वैशाख, 'अष्ट[८], शून्ये[०]' जेष्ठजाणो,
'पांच[५]' शेषे श्रावण, 'सोळे[१६]' असाड लावशे;
'त्रयोदश[१३]' थकी मास भादरवो 'नाथाजिके,'
शेष 'बे' ए आश्विन, अधिक मास आवशे. १

---

### प्रस्ताविक दोहरा.

હોય શ્રીમંતની ઓથ પણ, પડે રંકનો અર્થ;
સમુદ્ર મોટા હોય છે, કુવા વિના સૌ વ્યર્થ. ૧
રળ્યો ઘણું તો શું થયું, કિધો ન પરોપકાર;
લક્ષાધિપતિ ચાલિયા, મૂકી નિજ ઘરબાર. ૨
અહંકાર કરતા અધિક, ફરતા ઉન્મત મંન;
અદ્ધરને અદ્ધર ગયા, રાવણાદિ બહુ જંન. ૩
આળસથી વિદ્યા જશે, જશે પણ જર દૂર;
શાર્દૂલના[૧] આળસ થકી, જાય શિકાર જરૂર. ૪

---

૧ વાઘ.

જારી નહીં કરશો કદી, પરનારી દુખદાય;
ઈંદ્ર, ચંદ્ર મોહિત થયા, કિર્તિ કીધી કાય. ૫
ગુણ નિરખી પ્રિતી કરો, રૂપ જોતાં દુખ થાય;
દિપક માંહિ પતંગિયાં, પડતામાં જિવ જાય. ૬
મોટા ધૈર્યથી સરસ ફળ, સિદ્ધ થાય સૌકાજ;
નળ દમયંતિ ધૈર્ય ધરિ, પામ્યાં રાજ્ય સમાજ. ૭
ઉંચા કુળમાં જન્મિને, કર્યું ન સાર્થક સાર;
કામ કદી આવે નહીં, જુવો તાડનાં ઝાડ. ૮
મદ્યપાન મતિ દેશિયો, થાશે કુળનો અસ્ત;
કેફ કરી કરમે જુઓ, જાદવ મુઆ સમસ્ત. ૯
રમશો નહી જુગારને, સમજી આસ મિત્ર;
રાય યુધિષ્ઠિરને નળે, ખોયાં રાજ્ય પવિત્ર. ૧૦
દેહાભિમાન કોઈનો, ટકશે નહીં લગાર;
સિંધુમાં ભરતી ચડે, ઉતરતાં નહિ વાર. ૧૧
મિષ્ઠ વચનથી વિશ્વમાં, વ્હાલા થશો અથાગ;
પોપટને પાળે સદા, ધિક્કારે સૌ કાગ. ૧૨
વિદ્વાનો વિદ્યા પડે, ઉર અહંપદ જાય;
આમ્ર વૃક્ષ ફળ જ્યમ વધે, તેમ નમ્રતા થાય. ૧૩
જે જનમાં વિદ્યા કમી, તે મનમાં ફુલાય;
ભર્યો કુંભ સ્થિરતા ગ્રહે, અધુરો ઘટ છલકાય. ૧૪
મતિ પ્રમાણે સારસે, જેજન સુણે કથાય;
થાળ ભર્યો પકવાનનો, રૂચી પ્રમાણે ખાય. ૧૫
પંડિત વ્હેમ તજાવિને, આપે અધિક ઉજાશ;
તેજસ્વિ રવિ ઉગતાં, કરે તિમિરનો નાશ. ૧૬

ઈર્ષ્યાવાળો જંન તે, શુદ્ધ કદી નવ થાય;
તિર્થ તુંબી અડશઠ ફરે, તો કડવાશ ન જાય. ૧૭
શુભ કૃતિથી આ સૃષ્ટિમાં, મળે કીર્ત્તિની છાપ;
પર દુઃખભંજન વિક્રમે, શક વરતાવ્યો આપ. ૧૮
સ્વભાવિક રીતથી કરે, પંડિત પરોપકાર;
માગ્યા વિણુ આપે સદા, ઘન જળ વારંવાર. ૧૯
અન્ન વસ્ત્ર ચો રંકને, શ્રીમંતને ન લગીર;
સમુદ્રમાં વૃષ્ટિ પડે, વૃથા જાણવું નીર. ૨૦
જ્ઞાન કથા કહો દુષ્ટને, તોય નમૂકે વેર;
સર્પ પિયે પય સર્કરા, તદપિ તજે ન ઝેર. ૨૧
ચડતી કે પડતી તણો, શોક કરો નહિ કોય;
આકાશે મહ સૂર્યનો, અસ્તોદય નિત હોય. ૨૨
મહત જનો નિજ શત્રુનો, કરે ન અનુગ્રહ ભંગ;
લઘુ*ગુરૂ નદીની શોકય પણ, કરિ આપે પતિસંગ. ૨૩
એક બિજાની ઓથથી, સુધરે ગ્નાતિ અપાર;
જેમ કમળનો સરવરે,[1] થાય અધિક વિસ્તાર. ૨૪
વાત નઠારી વિશ્વમાં, ગૂપ્ત રહે ન કદાય;
ભોજનમાં કળિ લસણની; ખાતામાં ગંધાય. ૨૫

---

* નાંની નદી મોટી નદીની શોકય હોય છે પણ શત્રુ પણું નહીં રાખતાં પોતામાં ભેળવી લઈ પોતાના પતિ સમુદ્રનો સંગ કરીઆપેછે તેમ મહતજનો કોઈ સાથે સત્રૂ ભાવરાખતા નથી.

૧ સરોવરમાં એકબીજાની ઓથથી કમળ વિસ્તાર પામેછે તેમ પરસ્પર સહાયતા વડે કરીને મનુષ્યનો પણ સંપેથી વિસ્તાર થાય છે.

છે કર્ત્તા કોઈ નાથજી, સર્વ તણો જગરાય;
ખગોળ મંડળમાં જુવો, અદ્દભુત કૃતી જણાય- ૨૬

## हलका पेटना नोकरो.

**મનોહર છંદ.**

અરે! પ્રભુ તારી ઘણી અકળ કળા જણાય,
પાર નહીં પામુ જરા તેહના વિસ્તારમાં;
ભિન્ન ભિન્ન રૂપે સ્રજ્યા પ્રાણિયો તણા દેખાવ,
ભાવ લાવિને કર્યો સ્વભાવ ફેરફારમાં;
કોઇ નર્મ કોઈ ગર્મ કોઈને શરમ પર્મ,
ધરમમાં ધસ્યા કોઇ, હારિને વિકારમાં;
નાથજી કોઈક જંન, વિદ્યાના વિલાસી થઈ,
પડ્યા પ્રિત કરી કવિતા તણા વિહારમાં- ૧
કોઈ અભિમાની અભિમાનમાં તણાયા જાય,
પર દુઃખ દેખિ જન કોઈ હરખાયછે-
કોઈને કમાવા તણી સુઝ પડે નહીં ત્યારે,
કોઈનું મફત ધન હરવાને ન્હાય છે;
કોઇને ઉદ્યમ આપ્યો, ત્યારે તે અનીતિ કરે,
ઓ! પ્રભુજી કેવી અકળ કળા દેખાયછે;
તારી પુરી દયાથી થયા નોકર કોઇ ત્યારે,
અડધું તજીને આખું ખાવા અથડાયછે. ૨
નિમક હલાલ જો નોકર હુશિયાર હોય,
કોઈ કાળે આવિ મળે બુજ કરનાર કોઈ;
છોને પછી જોહ અસંતોષિ અદેખા અમાર,

તે કરે બીજાની અધિકારી પાસે બદબોઈ;
આવે કોઈ એવા વિર ઠરેલા મિજાજના તે,
આદરથી નોકરોનું ભલું કરે ચિત્તપ્રોઈ;
મગરૂરી ભર્યા જન એવા પણ હોયછેકે,
સલામ કો કરે ત્યારે, આપ ચાલે આડું જોઇ. ૩
આગિયાની પેઠે અલ્પ જીવ ઘૂમે ચારે દિશ,
સદા એક ધ્યાંનથી માયાના અનુરાગિયા;
ત્યાગિયા ન તોય અંધકાર તણું કોટડીને,
ચારે પાસ ટીચાઈ લથડવાને લાગિયા;
ભાગિયા વપુથી વૃદ્ધપણે મતિ હીણ થઈ,
તોય અભિમાન રૂપી ઊંઘથી ન જાગિયા;
"નોકરી સલૂણી મારી" એમ ઊચારી ઊચારી,
ઉડી જશે આગિયા સમાન તે અભાગિયા. ૪
શ્યામ કેશ મટીને રૂપેરી રૂપે ધોળા થયા,
તોય ધોળાં કર્મ જરા ન લીધાં વિચારમાં;
હર ઘડી આવિને મસ્તકપર ભમે કાળ,
પ્રાળતો પડી જુઠું બોલતાં લગારમાં;
કોનાં રંડાવી મંડાવી, કોનાં ઊંધાં છતાં કરી,
ઘણું ધન મેળવ્યું સંસાર અકુપારમાં;
નોકરી તો જાળવી જૂઠું સાચું લવિને પણ,
બદનામી મેળવી તેં પ્રભુતણા દ્વારમાં. ૫
અધિકારી ઉપરી જે હોય તેતો જાણે નહીં;
પણ આપ ઉપરીના ડોળાને ઉછાળેછે;
હલકા પગારે તણા નોકરોને નોકરીથી,

ડરાવી ડરાવી કાળજાં અધિક બાળેછે;
ખાનગી જે કામ કરે નહીં તે નોકર પર,
કામ પડે કરડી નજરથી નિહાળે છે;
હોયકે ના હોય પણ ઊપરીની પાસે જઈ,
જાુઠી સાચી ચાડિયોનાં પોટલાં ઉઘાળેછે. ૬
ચોમાસાનો વૃષભ કે માતેલો માતંગ હોય,
તેમ ચારે પાસ નાંખે લાત અભિમાનમાં;
પણ વિચારે નહીં પ્રથમ તણી સ્થિતિ નિજ,
નાથજી નઠારી નોકરી તણા ગુમાનમાં;
ડાહ્યો થઇ બેસે પછી ચાવી ચાવી વાત કરે,
બિહામણો લાગે મળ્યો હોયજો વેરાનમાં;
આઠે અંગ પોતે હુંશિયાર થઈ નોકરીના--
લાયકનું કુંજ રહો એજ વાત ધ્યાનમાં. ૭
નાકને ફુલાવે હોઠ દાંતથી દબાવે આપ,
થાય મગરૂર નોકરી તણા ખુવારમાં;
સર્વને દબાવે ઉપરીપણું બતાવે વળિ,
જાણે કોઈ મારા જેવો નથિ અધિકારમાં;
સ્વદેશીને તાવે, ગેરા લોકને રીઝાવે એવા,
ઘણા અથડાય નોકરી રૂપી કોઠારમાં;
કાચ તણી કોઠી કે પાણીની પરપોટી હોય,
તેમ જાણજે ખચિત જશે પળવારમાં; ૮
સ્વદેશીનું હીત જરા, લ્હાય નહીં ચિત્તમાંય,
દેખી દૂર થકી એક લાભની આશા ધરી;
કામ પડે ત્યારે કહે "તું કપાળ ફોડ તારૂં",

સ્વારથ વિચારી એમ ઉચ્ચરે ફરી ફરી;
પ્રમાણીક પણું ધિમે રહી પાંણીમાંય મૂક્યું,
ઠામ દેખી નોકરીને પછાડે ઉંચી[1] કરી;
કોઈ કાળે આપ વિચારે કપાળે મૂકી,
ભલી મળી નોકરી કે ઘડા કેરી ઠીકરી! ૯
ધન લેવાને માટે ધરોછો લોભ ત્યારે તમે,
ભલા થઈ શું લૂંટોછો આપણુંને આપણું!
એક ઠામ થકી બીજે ઠામ ઉઠાવીને મૂક્યું,
ભારે જોર મારી એમાં શું તમે કર્યું ઘણું?
સગાભાઇ[2] તણાં ઘરબાર લૂંટિ ઘર ભર્યું,
એમાં તો ખુલ્લું જણાય અકલ શૂરા પણું;
કોઇ પર ચાલે નહીં ત્યારે મગરૂર માંટી—
નબળો દેખાડે રાંડ ઉપર શૂરા પણું- ૧૦
દૂર દશા દેખી નાથજી ઘણું દૂઃખિ થવાય,
તેમાં વળિ આવા નોકરો ઘણા દેખાયછે;
અન્ય જાંણે નહીં સૂખકારક ઉપાય એક,
રૂઢી[3]રૂપી પૂંછડું ઝાલીરહ્યા જણાયછે;
એક ધ્યાંન એક સાંન એકને ઝાલ્યાનું તાંન:
માંન અપમાંન ભાંન વિણુ અથડાયછે,
હાથ ચડયો મૂકે ન વ્યસન લત ચૂકે નહીં.
એવા નોકરોના જશ જૂતિયે ગવાયછે[4] ૧૧

---

૧ પોતાનીફરજ. ૨ પોતાનાજ દેશીભાઈનાં. ૩ દફતરનાકામનીરૂઢી.
૪ ચાલતી વખતે ખડા વગરનો જોડો પગની પાંનીએ અફળાઈને અવાજ કરેછે—તે

વિચાર વિચાર જરા ગરવ મૂકિને દૂર;
નોકરી ગયેથી હાલ તુજના કેવા થશે!
ઘણી મ્હેનતેથી હાથ આવ્યો સુંઠ ગાંગડો તો,
શાને બૂડયો એટલામાં અહંપદના રસે!
ઘણું ઘણું આથડયોતો આવડયો ઉદ્યમ એક,
તેમાં નાથજી સાબાશી શું તું મેળવી જશે?
નોકરી ગયેથી ઘણી માઠી દશા તારી થશે,
ગાંધી દુકાને વસાંણું ખાંડવા ન રાખશે. ૧૨
ઘરમાં ઘરૂણી[1] સાથે નવરો ન થયો જરી,
ફરે હીરજી ગોપાળ કામમાંને કામમાં;
સ્વારથના માટે ઘણાં, ઊંચાં નીચાં કૃત્ય કરી,
મનથકી જરા ડર્યો નહીં બદલામમાં;
અરે! પ્રભૂઉરે લેશ, દેશનું ન હીત ધર્યું.
હરી ફરીનેજ એક ચિત્ત ઠર્યું દામમાં :
બીજો પંથ જડયો ઉપરી પણાનું અભિમાન—
ધારીને ફરે મોટા દમામ થકી ગામમાં- ૧૩
કોઇનું જરા ન કદી, ભલું તારા થકી થયું,
પોતાને પણ ઠેકાણું મળ્યું નહીં ઠરવા;
શું કરવા સરજી પ્રભૂએ અહીં મોકલિયો,
નકામો રહી ભૂમિ ઉપર ભાર કરવા;
ઘણું ધન રળ્યો, ઘણો પરિવાર લાભ મળ્યો,
પાપે પંથે પડયો ડર્યો નહીં ડગ ભરવા;
ઘરમાં ને ઘરમાં નહીં સાબાશી મળેયાર,

---

૧ સ્ત્રી-

સૂખ માગો તો ભાગો વિદેશમાં વિચરવા. ૧૪
નોકરી નોકરી નષ્ટ થઈને શું કરોછો!
જોતાં કશા લેખામાં નથી તમારી નોકરી;
છો—કરી તમેજ નિજ પિતા કુળમાંય જુઓ,
તમારાથી એછછે યૂરોપમાંની છોકરી;
પાંચકે પચીસ જોઇ ઘણું અભિમાન કર,
નોકરી જુઓ યુરોપી લોકની ખરેખરી;
શાંનો ગર્વ ધરી તમે પારકી પૂંજીથી ફુલો,
વિચારી જુઓ સ્વદેશ સ્થિતિને ફરી ફરી.
હોદ્દો જરા મળ્યો તો સ્વદેશ અભિમાન કર,
કેમ કરો નહી મુજ દેશિયો રિશાળવા;
પ્રીત લાવિને હરેક રીતથી ગરિબ તણા,
સૂખના સુપંથતે અફાળવા કે પાળવા?
ગોરા લોક વિદેશિ છે તોય સૂખ આપવાને,
યત્ન કરેછે હરેક વાતે આવિને નવા;
કહે નાથજી તમેજ ઉલટા કનડો ત્યારે,
સ્વદેશીને કોણ સ્હાય આપશે સુખિ થવા? ૧૬

---

## શ્રી વિક્ટોરિયા મહારાણિનો 'જ્યુબિલી' મહોત્સવ.*

### સવૈયા વૃત.

હે! અવિનાશી, વિશ્વ વિલાસી, હઉ સાબાસી, ધારી હામ,

* તા. ૧૭ ફેબરુઆરી સને ૧૮૮૭

સર્વ પ્રકાશક, જય અઘ નાશક, ભક્ત ઉપાશક, શ્રીઘનશ્યામ;
બહુ નામી સર્વાંતર યામી નથિ ખામી કંઇ સર્જન હાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો રાણી સરકાર. ૧
દેશ દેશને ગામ ગામમાં, કામ અલૌકિક થતાં જણાય,
નામ સુણી મહારાણી કેરૂ, નર નારી ઉરમાં હરખાય;
ધર્મ ધ્વજનથી રાજ્ય ચલાવી, કીધો દેશભરો સુખકાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો રાણી સરકાર. ૨
થયું નથી થાશે નહિ એવું, સુખદાતા મન પૂરણ કામ,
રામ રાજ્ય તણિ ઉપમા આપે, આર્ય દેશના લોક તમામ;
ધન્ય ધન્ય ધર્મિ છાયાથી, સર્વે સુખ પામ્યાં નર નાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો રાણી સરકાર. ૩
નેકી રાજ્ય રૂડી રીતિથી, કરિયું વર્ષ પુરાં પચ્ચાસ,
વળિ રાખો અવિચળ બહુ વરસો, જામે શુભ કીર્તિ આભાસ;
દુખ હર્તા દિલ અને દયાળુ, દીઠાં દેવાંશી દાતાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો રાણી સરકાર. ૪
લોક અને સરવે અધિકારી, આપે આદર રાખી ભાવ,
ખુશ પામે મનડું નિરખીને, આતસ બાજીનો દેખાવ;
દુઃખ સમે દોડી સત્વર, વ્હાલેથી વિશ્વેશ્વર કર વ્હાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો રાણી સરકાર ૫
પ્રેમ ધરી મનમાંય પરસ્પર, ભરી સભા આપ્યાં સન્માન,
મન ગમતાં સૌ વિદ્યાર્થિને, દીધાં રૂડાં વિદ્યા દાન;
માન આપવા મહા રાણિને, ખર્ચ્યા વિધિયે દામ અપાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કરો રાણી સરકાર. ૬
વળી નવાં ભાષણો અપાતાં, રહેો કુશળ મહારાણી રાજ,

રંગ દિરંગી ચઢયા વાવટા, બેઠો જ્યાં શુભ મળી સમાજ;
વ્હાલ ધરી વરસાવે મુખથી, પ્રજા સરવ જયના પોકાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો શાણી સરકાર. ૭
સુખ દાયક આ રાજ્ય અવિચળ, રહો પ્રભુ વંદું બહુ વિધ,
હુન્નર વિદ્યા અને કળાથી, દેશ વિશે આબાદી કીધ;
કહે નાથજી આપ્ય નિરંજન, સર્વ સ્થળે તું જયજયકાર,
જ્યુબીલી આનંદ મહોત્સવ, ધન્ય કર્યો શાણી સરકાર. ૮

---

## ગામડિયાં અને પંડિત.

---

### મનહર છંદ.

કોઇ પંડીતને પૂછ્યું ગામડિયે આવિ એક,
સુણો મહારાજ મારી વાત લ્યો વિચારમાં;
પ્રગટયા દીપક આશું દિવાળી સાહેબની છે?
કે વિવાહ માંડયો કોઇ શેઠ શાહુકારમાં?
લોક દોડા દોડ કરે લાવીને આનંદ ઉર,
જોવાનું શું એવું હશે, સામટું બજારમાં?
લાલ અને લીલાં પીળાં વસ્ત્ર ઘાલી કહો કયમ,
ઝુંડા રોપ્યા હશે આહીં જોતાં હારો હારમાં? ૧

### પ્રત્યુત્તર.

બોલિયો પંડિત પછી સુણ ભાઇ વાત મારી,
પ્રજાહિત કારક બ્રિટિશ સરકાર છે;
દીવાળી આનંદોત્સવ ને વિવાહ નથી આજ પણ,
રાજ્ય તેજ કીર્તિના દિપક સુખકાર છે;

જોવા જાય લોકો જ્યહાં શેઠ અધિકારિયોએ,
આનંદ વડેથી આજ ભર્યો દરબાર છે;
" જ્યૂબીલીના " ઓત્સવનો નાથજી આનંદ અંગ,
ઝુંડા ન્હોય એહ ધર્મ ધ્વજાઓની હારછે.　　૨

## દોહરો

વળિ ગામડિયો કે' ત્યહાં, " જ્યૂબીલી " તે કોણ?
ક્યમ આવી આગામમાં ? કો' પંડિત નિરવાણ.　　૩
નારી કે જડ રૂપ છે? પશુ પંખી અવતાર ??
કેવી છે એ કામની? સમજાવો આવાર.　　૪

## પ્રત્યુત્તર.

પંડિત કહે સાંભળ અહ્યા ! બુદ્ધિહીણ અજાણ;
નારી નહીં જડ રૂપકે, પશુ પંખી નહિ જાણ.　　૫
ગાદી પતિ જે આપણી, વિક્ટારિયા સુખાસ;
રાજ્ય નિતીથી ભોગવ્યું, વર્ષ પુરાં પચ્ચાસ.　　૬
સુખ આપ્યું સૌને ઘણું, વર્ત્યો જયજય કાર;
તે જ્યુબિલી ઓત્સવ થયો, સુણ ગતિ હીણ ગમાર.　　૭
ગામડિયો ખુશ થઈ કહે, સમજ્યો સઘળો સાર;
ધન્ય રાજ્ય નિતિ એહની, સુખ પામ્યો સંસાર.　　૮
વળતી ત્યાંથી ચાલિયો, વિલોકતાં રચનાય;
પૂર્ણાનંદ ઉરે થયો, કે'તાં કહિ ન શકાય.　　૯

## ગીતિ વૃત્ત.

સકળ જગત કર્ત્તા પ્રભુ, બ્રિટિસ રાજ્ય રાખજે ઘણા વરસ;
સુણિ વિનતી સરવેનું, જ્ઞાન દિપક કર ઉર સદા સરસ.

# शूरविर पंचदशी.

ઝૂલણા છંદ.

**एक-म**નમાં ધાર્યો ટેક જય કારણે, છેક તદિન હામ પાછી ન જાશે,
ચાર્ગુ ધરિ ધર્મ ભૂજાવતો પૂર્ણતે, વર્ણ[1] સુણિ કર્ણ, અરિ સૈન્ય ત્રાસે;
બર્દ[2] વિરનું જ્યહાં, શર્દ[3] જરિ નવ ત્યહાં, મર્દ ગર્દે[4] જાણુશે
જાય ધશિ સૈન્યમાં ધાય હૂંકારથી, મારથી વેરિ વિખરાય નાસે. ૧
**बीज** શુરવીરનું, નીર કયમ દે જેવા, બાર[5] કંપાવતો વીર હાકે,
ધીર ધરિ હીર જાહીર કરશે તરત, થીર થઈ શત્રુનાં શીર તાકે;
પકડિ ગર્દન કરે,[6] કંઇક મર્દન કર્યા, મર્દના ભાવતે મર્દ જાણું,
બાખ્તરો ખણખણે, હાંકિ હય[7] હણહણે, પાડિ કિકિયારિ ધાયો સુટાણે. ૨
**त्रि जन**મ તાપ આળમા થયા તે સમે, જ્યાં ઘુમે સૈન્ય મધ્યે હઠીલો,
નિર્ખિ પાંસેજ ત્રાસે અરિ સર્વ, નાસે અવાસે.[9] પડે તેમ ચીલો;[10]
ચીસ પાડે કંઇ ગર્દના દર્દમાં કંઇ દિસે કર્દમેથી[11] કળેલા,
ધાય રણરાય હરખાય સુર[12] સ્વર્ગમાં, જોઈને અંગપર રક્ત રેલા. ૩
**चतुर-चिर** થી પડ્યો, વાળિને કાછડો, ખેલવા ફાગ ઉર ધીર ધારી,
લોહીની શેડ ફૂટે ઝપાટેથી કે શું કસુંબા તણી પીચકારી,
કાપિયા કંઈ અસિને કટારી થકી, આરિયાં તૂરિયાં જેમ ભાળે,[13]
ક્રોધ કરિ સૈન્યમાં ઘૂમતો જોધ, નવરોધ પામે, રીપૂ માત્ર ખોળે[14] ૪

---

૧ શબ્દ. ૨ બિરદ. ૩ ઠંડો નહીં પણ ક્રોધાગ્નિથી ભરેલો. ૪ સૈન્યની ગર્દીમાં. ૫ બીકણુ. ૬ હાથે. ૭ ઘોડા. ૮ શુભ વખતે. ૯ ઘર તરફ ૧૦ સૈન્યમાં રસ્તો. ૧૧ હાડ, લોહી, માંસના કાદવમાં. ૧૨ દેવતા. ૧૩ શમારતું. ૧૪ ફક્ત શત્રુનેજ ખોળતો.

**पांच-म**દ[1] કરેલા વળી ચસુંથી, ધણું કંઈ કેશ ઝાલી પછાડે,
કોઈને ઠેસ દે, ક્રોધ આવેશમાં, લેશ ડગતો નથી, શોધ[2] કાડે;
સર્વ મન ત્રાસતા નાસતા ભાગતા, જાગતા કંઈક મૂર્છા વજેથી,
તેહ પણ મૂઠિયો વાળિ દોડે, મરોડે[3] જુવે જાય પુરમાં ડરેથી. ૫

**छे-ठ**રેલા નહીં કોઇયે ઠામમાં, હામ ધારી લઢે કોઇ સામા,
દાંત કકડાવિ કોઈ મરણિયા થૈ પડે, કોઈ ટીચાય પગ કેસવામાં;
શૂરના ઊરમાં પાણિનું[4] પૂર, ચઢવા સિંધુડા રાગ બોલે,
વિર વાજિત્ર વાગે મધુર રાગમાં, સાંભળી શૂર વાધે અતોલે. ૬

**शा-तम**જ બાર છું એમ કહિને ધસે, ફુફવાટે ખસે સૈન્ય સારૂ,
ખાંડુ ખખડાવિ, ફફડાવિ,નિજ હાથને, કે પછીજોઇ લે જેનરે મારૂં;
સાંમિ છાતી પરે, ઘાવ શિર પર કરે, ખેડુ જ્યમ ખેતરે પીક[5] કાપે,
તોપની ગર્જના થાય ગોળા વછુટે, છુટે બાણ બહુ સસૂવાટે. ૭

**आ-ठम**ક નારિનો થાય ભયભીત, સંતાય રણુ કોઇની પૂઠે,
શૂર નર ઘાય ત્યાં, હાથને પાય તૂટે વળી કોઇનાં શીર ફૂટે;
જોઇ સંગ્રામ નભ[6] અપ્સરા ગાય, પંકાય જસ જકતમાં પૂર્ણરીતે,
બહુ પડે ઘાય, નિજ કાય રોળાય, રણમાં નહીં પૂઠ વાળે કદી તે. ૮

**नव-मिल**ન[7] સારની વાત આ વાર, ઘૂમે વિરત્વેથિ સંગ્રામ માંહે,
મારતો માર, પોકાર શત્રૂ કરે,હાર પામે નહીં જૂજ ત્યાંહે:
ભાંન નહિ જાંનમાં, વિર રસ ધ્યાનમાં, વિર મેદાનમાં ધીર ધાયો,
દે ભૂજે ફાળ વિકરાળ વેગેથિ, તે કાળ કંગાળ નાસે ધવાયો. ૯

**दश-म**ગે ધ્યાન ચોગાન માંહે ધરે, મારથી થાય બેભાન નવ તે,
નાસતા શત્રુ, અરૂણોદયે અવનિમાં ઊલુક[8] સંતાય છે જેવિ રીતે;

---

૧ મસળતા. ૨ બાકી કાઢવી. ૩ વાંકું ભાળીને. ૪ બળ. ૫ ઘાસ ૬ આકાશમાં. ૭ સલાહ. ૮ ઘુવડ.

થાય વિદ્યુત[1] ચમકાર તલવારના, નોબતે નાદ પર્જન્ય[2] ગાજે,
થાય વૃષ્ટિ રૂધિરની[3] વસુધા[4] પરે મોરના સોર સમ વાદ્ય વાજે.૧૦
**आगिया-रस** ભર્યો હોય તેવી રીતે, અલ્પ તેજે અભિમાન આવ્યું,
તેમ બીકણ છુપાતા લઢે સૂર સન્મૂખ ગતિ હીણુ થૈ કંઈ ન ફાવ્યું;
ગાજિયો વીર જાહીર થઇને વળી, શત્રુનું સૈન્ય બાધું ગભાવ્યું,
તે સમે ત્યાં દિશા સર્વ ઘમઘોર થઇ પદરજે અભ્ર[5] આખું છવાયું. ૧૧
**बार-धार**[6] સાથ આવે ઉરે નવ ડરે, મારતો માર હોંકાર પાડી,
શૂર વીરો કરે ત્યાં રૂમારૂમ, શત્રુ બુમા બૂમ પાડે અગાડી;
અધિક મસ્તાન થઇ મધ્ય મેદાનમાં, શ્રેષ્ટ રસ વીરનો રંગ જામે,
રક્ત[7] ચઢિયું રગે, સૈન્યમાં નાડગે, કો અજે શત્રુ થિરતા ન પામે. ૧૨
**ते--रसे**થી ખસે કેમ બળવીર તે, નાંખિને મૂછપર હાથ ધારી;
સૈન્ય માંહ અધિક મમ્મતેથી ધસે, શીર છેદે કરી કીકિયારી;
તે સમે પશુપતિ[8] રૂંઢમાળા[9] કરે, ને ફરે જોગણી ભોગ લેવા,
ગર્મ શ્રોણીત સરિતા વહી તે સ્થળે, રાક્ષિ જાયા તણાયા દિસે ત્યાં. ૧૩
**चौद--से**વા ખરી[10] એક અહિયાં કરી, ઠીક રીતે અરી સૈન્ય માંહે,
જ્યાં લડે લઠ્ઠ, ઉડે ચટો ચઠ્ઠ; ભાઝે બથ્થો બથ્થ, ધરણિ ત્યાંહ;
થાય જય ઘોષ આકાશ અવની વિશે, રોષમાં સર્વ રીપુને હઠાવે,
સ્વર્ગ પામે, વરે અપ્સરા યૌવના[11], યશથિ બ્રહ્માંડ બાધું ગજાવે.૧૪
**पूर्ण--मासी** હશે તેહ રણુ ભોમ, યા હોમ કરિને પડે દાંત પીસી,

૧ વિજળી. ૨ વરસાદ. ૩ લોહીની. ૪ પૃથ્વી ઉપર. ૫ આકાશ. ૬ આંસુ. ૭ લોહી. ૮ મહાદેવ. ૯ મનુષ્યનાં માથાંની માળા. ૧૦ ચૌદ વિદ્યા ભણીને તેમાંની એક ધનૂર્વિદ્યા આ વખતે પૂર્ણ દેખાડી. ૧૧ જુવાની વાળી.

સર્વદા વાદ્ય વાગેજ વિર વિજયમાં, કીર્તિ પામે વિશેશે પછીથી;
કો દિ રણક્ષેત્ર જોયું નથી નાથજી, શી રીતેથી પરાક્રમ વખાણે,
ઓપ્રભુ! મ્હેર કરિ મૂજ ઝાહેર, દેખાડ સંગ્રામનું એક ટાણે. ૧૫

## પ્રભુ સ્તુતિ.

### વસંત તિલકા વૃત્ત.

આનંદ વૃંદ, સુખકંદ અખંડ સ્વામી,
સેંજીવ દીવ[1] શિવ[2] નામ ત્રિદિવ[3] ધામી;
આકાશ ખાસ[4] કિધ રાશ[5] સ્વયંપ્રકાશ,
દે બુધ[6] શુધ[7], હું અબુધજ[8], તારિ આશ. ૧

### દ્રુત વિલંબિત છંદ.

સુરવરા રવ[9] મૂજ ન જાણશો,
સુકૃતિના કૃતિયો ન નિહાળશો;
નરસકે રસમાં ન લહો કદા,
અચિતથી ચિત પ્રેમ ગ્રહો સદા. ૧
સરવના બ્રમ[10] હાર છતા[11] હરી,
સર[12] વનાભ્ર[13] મહા રછ[14] તાહરી;
અકળતા કળતા ન મહા જનો,
અજમા જનમા[15] જન સર્વનો. ૨
ભુવનમાં વનમાં વશિને રહ્યા,

---

૧ પ્રિતિદાયક. ૨ મંગળ વાચક. ૩ સ્વર્ગ. ૪ શોભાયમાન. ૫ રસ રમણવાળું. ૬ બુદ્ધિ. ૭ શુદ્ધ. ૮ બુદ્ધિ વગરનો. ૯ સ્વર. ૧૦ બ્રહ્મ. ૧૧ સર્વમાં જાણિતા. ૧૨ સરોવર. ૧૩ વન અને આકાશ. ૧૪ રક્ષા. ૧૫ જન્મ આપનાર.

ગુણવતા ગુણ જાય ન વર્ણવ્યો;
ચપળતા પળ તારિ ન ચૂકવે,
કવિતના વિતમાં કવિ શું કવે? ૩

વર[૧]સદા રસદા નિરખી કૃતિ,
વિરતિતો[૨] રતિ[૩]ના ઉરમાં થતી;
સુખકરા ખકરા[૪] ભવનેશ્વરા,
જગવરા ગવરાવ ગુણો ખરા. ૪

ગગણમાં[૫] ગણ ઉર્જણ સર્વથા,
દિમણિને[૬] મણિ[૭]રશ્મિ તણો તથા;
જગતની ગત નીતનિ તું વડે,
અગમ છે ગમના કદિયે પડે. ૫

સદનમાં[૮] દનમાં[૯] દશવાર તું,
અરણ[૧૦]ને રણ વાર હજારતું;
ફિકર લૈ કરતો નિત રક્ષણ,
જય સદા યસદા[૧૧]ન ભૂલું ક્ષણ. ૬

અભય દ્યો ભયમાં, ભય મોચના,
અસિધરા[૧૨] સિધ રાજિવ લોચના;
અદલથી દલથી તુજરે' પદે,
નવ રસે[૧૩]વરસે જન તે રદે. ૭

સરસ કે રસ હીણ ન જાણતો,
ગમતમાં મત માંગમ તાણતો;
મન ધરો ન ધરો પણ વિનવું,
અબુધ કે બુધમાં ગણજો સહું. ૮

---

૧ ઉત્તમ. ૨ અપ્રિતી. ૩ જરાપણ. ૪ આકાશનો અજનાર. ૫ આકાશમાં. ૬ સૂર્ય. ૭ ચંદ્ર. ૮ ઘર. ૯ દિવસ. ૧૦ વન. ૧૧ યશ આપનાર. ૧૨ ખડ્ગ ધારણ કરનાર. ૧૩ કવિતાના નવ રસ.

# પરચુરણ પદ સંગ્રહ.

---

## વૈરાગ.

### પદ. ૧

જનનિ જીવોરે ગોપીચંદના—એ રાગ

ધન્ય ધન્ય કહું હું વૈરાગને, જેણે લિધો રૂડી રીતજી;
માયા જીત્યો તે સંસારની, પામે મુકિત પુનીતજી—  ધન્ય૦ ટેક
મારૂં તારૂંરે કરતાં વહિગયો, જન્મ સઘળો વ્રથાયજી;
માયા તણા અંધકારમાં, પેખ્યા વિણુ અથડાયજી—  ધન્ય૦ ૧
અન્ય તપાસ કેવો કરે, પેહેલાં આપ તપાશજી;
કયાંથી આવ્યો ને કયાં જઇશતું, તજી ભોગ વિલાસજી— ધન્ય૦ ૨
મેડી મંદીર જેણે માળિયાં, ધરા ધન પરિવારજી;
જુકી વનમાં વાસ પૂરવો, જ્યાંહાં ત્રાસ અપારજી—  ધન્ય૦ ૩
ભાગ્યશાળી જિવ જાણવો, જેને પ્રકટયો વૈરાગજી;
પાશ છુટયો તે સંસારનો, મળ્યો મુકિતનો લાગજી—  ધન્ય૦ ૪
ધન્ય કહુંરે કૂખ માતની, ધન્ય સાર્થક એહજી;
જેણે લીધો તજી ભોગને, ટળ્યા સકળ સંદેહજી—  ધન્ય૦ ૫
સંસાર છે બધો સ્વારથી, સ્વાર્થ વિના નહિં કોયજી;
સંત સમાગમ જેને મળ્યો, તર્યો ભવનિધિ સોયજી—  ધન્ય૦ ૬
દુનિયાં દગલબાજછે બધી, મોટા ઠગ્યા જોગી રાજજી;
મોહ માયામાં મુઝાઈને, તજો સકળ સમાજજી—  ધન્ય૦ ૭
અંત્યે શીગતિ તારી નાથજી, તેનો કરજે વિચારજી;
એક નિરંજન શ્રીહરિ, તારો કરશે ઉદ્ધારજી—  ધન્ય૦ ૮

## પદ. ૨

( રાગ ઉપરનો. )

ભવિષ્ય ન ભૂલે પ્રાણિ કોઈનું, પેસો સમ પાતાળજી;
રંક રાજા એક હારમાં, સૌને શિર એક કાળજી— ભવિષ્ય૦ ટેક
કેવો હરિશ્ચંદ્ર ભૂપતિ, પૂર્યો વનમાંય વાસજી;
દુઃખ વેઠી દિસે દોહલાં, કર્યો નિચ સહવાસજી— ભવિષ્ય૦ ૧
કાલે રાજ્યાસન રામને, દેશે દશરથ રાયજી;
પ્રભાતે ઉઠી બાળે વેશમાં, થયા વનમાં વિદાયજી ભવિષ્ય૦ ૨
ભ્રષ્ટ થયો હવિસુત[1] તદા, ગયો ગુરૂ તણે દ્વારજી;
માયામાં અંધ થઈ ત્યાંહાં. કીધો શ્રાપ અંગિકારજી— ભવિષ્ય૦ ૩
તનયા[2] તરૂણરૂપ[3] જોઈને, ભૂલ્યા વિધિ[4] નિજ ભાનજી;
દોડ્યા પાછળ ભ્રષ્ટ ભાવથી, પામ્યા પછિ અપમાનજી—ભવિષ્ય૦ ૪
વંદે જગત જન સર્વદા, કહું કૃષ્ણ કૃપાળજી;
તે પણ વન વન આથડ્યો થઈને ગાયનો ગોવાળજી— ભવિષ્ય૦ ૫
દુઃખ પામી સતિ દ્રૌપદિ, છતાં પંચ ભરથારજી;
કાળની ગતિ દિસે કારમી, પામ્યા નહીં કોઈ પારજી—ભવિષ્ય૦ ૬
દશમુખ[5] હતો મહા મ્હારથિ, જીત્યા સુરને અસુરજી;
નવ ગ્રહ બાંધ્યા જેને બારણે, તેપણ થયો અંતે સુરજી.ભવિષ્ય૦ ૭
ભાન ભૂલી શિવે[1] સુતનું, શીશ કરિયું પતનજી;
ગજનું મસ્તક લાવિ ગોઠવ્યું, ફરી અનુચરે જનજી— ભવિષ્ય૦ ૮
નળ દમયંતી પુનીતએ, હતાં વિશ્વ મોઝારજી;
બાર વરસ વનમાં ફરી, સહ્યાં કષ્ટ અપારજી. ભવિષ્ય૦ ૯
માટે સમજ મન નાથજી, ધાર્યું હરિતણું થાયજી;
ચિંતા તજી ચિત્ત ચેન જે, જાય જન્મ જુથાયજી— ભવિષ્ય૦ ૧૦

---

૧ ચંદ્રમા. ૨ દીકરી. ૩ યુવાવસ્થા. ૪ બ્રહ્મા. ૫ રાવણ, ૫.માહાદેવે

## જીવ શિક્ષા.

પદ. ( રાગ સોરઠ. )

ચાલ વંહુલી અલબેલિ પ્યારિ રાધે.—એ રાગ.
ચેત ચપળ ચિત્ત મનુષ્ય દેહધારી,
આવો અવસર ન ફરી, મળે નહીં મૂર્ખ જરી;
નિહાળિ જો ધિરજ ધરી, ધ્યાન હ્રદય ધારી ધારી;
દેહધારી૦ ચેત૦ ટેક.—
જોઇ સાર ફૂલ વાડિ આ રસાળી,
જોવા કારણે પેઠો તું રસિક ભાળી;
થયો અંધ અધિક પૂષ્પ નવિન ન્યાળી,
ફોકટ એહ, ફોકટ એહ, મુકી ગેહ, રૂડો દેહ, પડશે ચેહ, સાર જેહ,
સુકયો તેહ, બહુ તરેહ, રાખિ નેહ,
રટયો નારી નારી; દેહધારી૦ ચેત૦ ૧
મોહ પામિયો તું દ્રવ્યવારણાંએ,
જેમ ભ્રમર પદ્મ પૂષ્પમાં ભરાએ;
રવી આથમે ઉરે અતિ મુઝાએ,
એમજ યાર, એમજ યાર, લઇ વિચાર, સમજ્યો સાર, ના લગાર,
બનિ ગમાર, ઠારો હાર, રમ્યો જાર, તું અપાર, વારંવાર,
થાકયો વારી વારી; દેહધારી૦ ચેત૦ ૨
વાત, પીત, રોગ, કફનિ ભરી કાયા,
નીર ઝાંઝવાં સમાન સર્વ માયા;
કરી લોભ ધ્યાનિ જ્ઞાનિયો ઠગાયા,
તજિ ગુમાન, તજિ ગુમાન, ગોવિંદ ગાન, કર નાદાન, ભૂલ્યો ભા-

ન, મુકી માન, રખડ્યો રાન, ત્રિયા તાન, ધર્યુ ધ્યાન, ચુકયોસાન,
સદા સારી સારી; દેહધારી૦ ચેત૦ ૩

સ્વલ્પ માત્ર જરૂર શરિર જીવન જાણો,
તજી ગર્વ ફરે, સર્વ સૂખ માણો;
સકળ શિખ સરસ, સમજ બનિ શાણો,

કહું ખચિત્ત, કહુ ખચિત્ત, ધરી પ્રીત, ધારી હીત, રૂડી રીત, થશે
જીત, મન મુદીત, ચેતી ચીત, નાથજિ નીત, હરી ગીત,
ગા સંભારી ભારી; દેહધારી૦ ચેત૦ ૪

---

## ૫૬.

હૈયાના ફુટયા, હરિસંગે હેત ન કીધું—એરાગ.

મનુવા અજ્ઞાની, શ્રીહરિ નામ કેમ ભૂલ્યો.
મિથ્યા આ સંસાર વિશેતું, મોહ માયામાં ફૂલ્યોરે મનુવા૦ ટેક.
પર પત્ની દેખી મૂરખતું, શીદ મરે સંતાપે;
બ્રહ્માનું પૂજન જે ટળિયું, સરસ્વતિના શ્રાપેરે મનુવા૦ ૧
વિશ્વ બાગ ફુલ નવલ ખિલેલાં, કરમાયાં કરમાશે;
ખરિ પડશે સુંદરતા થોડી, એમભાખ્યુ તો પ્રભુભાસેરે મનુવા૦ ૨
અલ્પ સૂખ મળશેતો મનુવા, કલ્પ સુધી દુખ થાશે;
માટે મિથ્યા મોહ તજી જા, હરિ ચરણાર્વિંદ પાસેરે મનુવા૦ ૩
ભવ સાગર તરવાનું સાધન, પ્રભૂ સ્તવન કર પ્રાણી;
આવ્યો કાળ મુકે નહીં કોને, રંક કે રાજા જાણીરે મનુવા૦ ૪
સત્યાધારે સૃષ્ટિ ચાલે, ટેકા વણુ નભ[૧] જોને;
પરમારથ ધન[૨], વૃક્ષ કરે છે, સ્વાર્થ વિના સહુકોને મનુવા૦ ૫
સ્વાર્થ વિના જે તેમ ભજેતો, નર્ક તજે છે પ્રાણી;

---

૧ આકાશ. ૨ વરસાદ.

માટે ચેત અચેત અભાગી, ગાને તું સારંગપાણી. મનુવા૦ ૬
નીતી ઉપર પ્રીતી રાખી, સંતોષ સુખ લેજે;
નિજનું તેવું પરનું દેખી, રંક પ્રાણિને સુખ દેજેરે. મનુવા૦ ૭
શ્રીહરિ હરિ! કહે મન અજ્ઞાનિ, તન તારૂં બળિ જાશે;
ચેત નાથજી ચેત વિચારી, અંતે વિપરીત થાશેરે. મનુવા૦ ૮

પદ. ૧

કાનુડા કામણગાળોરે, એ બેનિ જોને. એ રાગ
કાયામાંથી ચાલ્યો જાશેરે, સમજ પ્રાણી–ટેક.
કાયામાંથી ચાલ્યો જાશે, ઝાલ્યો કોઇએ ના રખાશે;
ગતિ વિપરીત થાશેરે, સમજ૦ કાયા૦ ૧
જોને તું વિક્રમ જેવા, ચક્રવૃદ્ધિ રાય કેવા?
ઉઠી ચાલ્યા એવા એવારે, સમજ૦ કાયા૦ ૨
માયાથી ટાળિને મતી, વિચારી જો તારી કૃતી;
કારમી કાળનિ ગતીરે, સમજ૦ કાયા૦ ૩
માયા માયા મારી માયા, કરીને કહિ તેં કાયા;
માયામાં મોટા દટાયારે, સમજ૦ કાયા૦ ૪
જોને બ્રહ્મા, શિવ જેવા, જેની વિશ્વ કરે સેવા;
માયામાં ભૂલાયા તેવારે, સમજ૦ કાયા૦ ૫
અરે! જીવ જો વિચારી, ચાલી જીંદગાનિ તારી;
કૃતિ સારી કે નઠારીરે? સમજ૦ કાયા૦ ૬
મળશે નહિ કદિ આવો, મનુષ્યદેહનો લહાવો;
પછિથી થાશે પસ્તાવોરે, સમજ૦ કાયા૦ ૭
સરવે નાથજી કાચું, એક પ્રભુ નામ સાચું;
શિદને બીજાને જાચુ રે, સમજ૦ કાયા૦ ૮

### પદ. ૨ જું.

( રાગ ઉપર પ્રમાણે. )

કહું પ્રાણી તારે સારૂં રે; સાંભળ મારૂં—ટેક.
કહું પ્રાણી તારે સારૂં, થવાનું તેનો થનારૂં;
માયામાં દેખે અંધારૂં રે, સાંભળ૦ કહું૦ ૧
જનમ્યું તે જરૂર જાશે, જે ખિલ્યું તે કરમાશે;
માયાવિ સરવ બાસેરે, સાંભળ૦ કહું૦ ૨
માયા ફુલવાડિ તેવી, કાયા કાચા કુંભ જેવી;
વણસતાં વાર કેવીરે! સાંભળ૦ કહું૦ ૩
ભવ માંહિ ભરમાયો, અંધારે પેશી ફસાયો;
કેને સાચું શું કમાયોરે? સાંભળ૦ કહું૦ ૪
સ્વારથ વિનાનું જે જે, સંસારમાં દિઠું તે તે;
પ્રાણિ સાચે સાચું કેજેરે, સાંભળ૦ કહું૦ ૫
સંસારનો જે તમાસો, બાજિગરનો ખેલ ખાસો;
ગફલતે હારિ જાશોરે, સાંભળ૦ કહું૦ ૬
એક પ્રભુ નામ ભૂલ્યો, મોહને માયામાં ડૂલ્યો;
ફોકટ ફંદમાં ફુલ્યોરે, સાંભળ૦ કહું૦ ૭
નાથજી ભજે તું કેનો? મુખે હરિ નામ લેને;
સેવે સૂર મુનિ જેનેરે, સાંભળ૦ કહું૦ ૮

### પદ. ૧

કપોતની કહેકેરે, કંથ મારૂં કહ્યું કરો. એરાગ.
સાંભળ ગુમાનીરે, શું કરે તું માયા માયા.
માયાના પ્રહારે રે, કોટી જન કચરાયા. ટેક.
ફોકટ છે સુખ સંસારનું. દુઃખ રૂપી છે આંતે એહ;

કુટુંબ સહોદરને તજિ જાવું, વળિ પડયું રહેશે રૂડું ગેહ;
દેહ બળિ જશે રે, કરેલિ રહે કીર્ત્તિ છાયા. સાંભ૦ ૧
ડહાપણુમાં તું દટાયો અભાગિ, જાગિ જોને જરા તુજ કર્મ,
શર્મ તજીને તેંતો ભર્મ વધાર્યો, ધાર્યો અધિક છેક અધર્મ;
મર્મ ધર્મ ફેરોરે, જરા ન જાણે દોઢ ડાહ્યા. સાંભ૦ ૨
ખાન પાન સનમાન ગુમાવિ, લાગ્યું મોહ માયા કેરૂં તાન,
ભાન ભુલી ભગવાંનતણું, કયમ બનિયો ઉરે હેવાન?
નાદાન ધ્યાન ચુકયોરે, ગાયા ન જરા જગરાયા. સાંભ૦ ૩
ચેત અભાગિ પ્રાણિ ફરિ ન આવે, આવો રૂડો મનુષ્ય અવતાર,
કર્મ બંધન થકી મુકત થવાને તેંતો, સોધ્યો ન કીંચિત સાર;
કુટયા કાળે જોનેરે, મોટા મોટા રાણી જાયા. સાંભ૦ ૪
માનવી મનથી શિક્ષા લે માંની, કાળ ભમે છે ભજ જગપાળ,
નાથજી કહે તુજ હાથ ગ્રહિને અંત્યે, તારશે દીન દયાળ;
બાળને સંભાળેરે, જેમ ગજ વ્હારે ધાયા. સાંભ૦ ૫

### પદ. ૨ જું.

( રાગ ઉપરનો )

જાગિને તું જોજેરે, અભાગિ જીવ આ ટાંણે;
કહુંછું તારે સારૂંરે, ફોકટ મત શિદ તાંણે. ટેક.
કાળ નકામો કેમ જીવ ગુમાવે, ભાવે ભજિયા નહી ભગવંત,
અંત સમે કોણ બેલી? નારીશું ખેલી, પાપ કરે છે અનંત;
ખુવે કયમ ખાતુરે? ભોજન પિરશેલું ભાંણે. જાગિને૦ ૧
ફુલ્યો ફુલ્યો તું ફોકટ ચાલે, મ્હાલે માયામાં મગ્ન અજાણ,
સંસાર સિંધુ વચ્ચે તોફાન જાગ્યું, ભાગ્યું જાણજે વપુરૂપિ વ્હાણ;
વ્હાણ નહીં પાંમેરે, ઠર્યો ન કોઇ ઠેકાણે. જાગિને૦ ૨

ધારિ ધારિને જ્યારે ધ્યાંન ધર્યું ત્યારે, ધરિયું માયાનું ધ્યાંન,
માંન લેવાને જ્યારે દાંન દીધું ત્યારે, દીધું નિંદા રૂપિ દાંન;
ભાંન ખોઇ બેઠારે, વિંધાયો પછિ મોહ બાણે જાગિને૦ ૩
જ્ઞાની બનીને શઠ મૂર્તિ ન માંને, કાંને સાંભળે નહીં સુવચંન,
જાંણે નહીં જે યાદ આંણુવા માટે મુકી, પ્રતિમા સૂર ભુવંન;
ધન્ય મુનિજનનેરે, નિરંતર યાદ આણે. જાગિને૦ ૪
આચાર પાળું એવો ઢોંગ કરે શઠ, પણ ન પ્રીછે પ્રભુ નાથ,
સંસાર સર્વ આ જિત્યો સુહાગિ, જેના રૂદે વસ્યા વિશ્વનાથ;
વળે નહીં સેવારે. મોટાં ટીલાં ટપકાં તાણે. જાગિને૦ ૫
ગાપ ચીપે એમ વળશે નહીં કાંઇ, ભાવ ભૂખ્યા ભગવંત,
માટે નારાયણ નામ નિરંતર, નાથજી લે નિશ્ચિત;
જેનો મહિમા મોટારે, તે તો હરિજન જાણે. જાગિને૦ ૬

---

## પ્રભુ પ્રત્યે.

### પદ. ૩ જું.

( રાગ ઊપરનો. )

અકળ તારી માયારે, ભમાવ્યા મોટા મુનિરાયા;
તો શી ગણુતી મારીરે, ચઢોને વ્હારે જગરાયા. ટેક.
સંસાર રૂપિ એક સિંધૂ કર્યો માંહિ, મોહ રૂપી ભર્યું નીર,
કેટલા તરે કેટલા બુડે તેમાં, પ્રાંણિ ઊતરતાં પેલિ તીર;
ચેત્યો તે જીત્યો પેહેલોરે, વિચાર્યે કંઇ પસ્તાયા. અકળ૦ ૧
એરે સાગરમાં નાવ ફરે છે, ભકિત રૂપિ કીરતાર,
ધ્યાંન રૂપી ધન રોકડ લઇને, ઉતારે પેલી પાર;
એવા દયા સિંધૂરે, નિજ ભકત વ્હારે ધાયા. અકળ૦ ૨

ભૂલ ભૂલવણી કીધી છે જગમાં, પેસે પ્રાણિ સહુ માંય,
પંથ જડે તે તો નીકળે પાંશરો, ના જડે તે અથડાય;
પછી તેને લાગેરે, મોહ, માયા કરિ છાયા. અકળ૦ ૩
કાળ રૂપી માંહિ ચક્ર ફરે છે, સૌના હરે છે દેહ,
પરવાર્યો કે અણ પરવાર્યો, કાંઇ જુવે નહિં તેહ;
એકને ઝપાટેરે, પાડે જીવ કરિ કાયા. અકળ ૦
ઓ દયાસિંધુ ઝટ મુકત કરો એવો, દુઃખ રૂપી સંસાર,
ગદ ગદ કંઠે કરૂણું નાથજી, નીચો પડી નમસ્કાર;
વ્હારે ધાજો સ્વામીરે, દુર કરી માયા. અકળ૦ ૫

## જીવ ભ્રમર.

પદ.

વણજારા વાલમજીરે, તું સમ્બર એહેરમાં આવ્યો હેજી. એરાગ.
મન મોજી ભમરાજીરે, તું કાયા બાગમાં આવ્યો હેજી;
મારા દિલના ભમરાજીરે, તું લાલચમાં લેવાયો હેજી. ટેક.
પંચ તત્વનો[1] બન્યો બગીચો, પંચ[2] તેમાં અધિકારી;
ચોકી એક મહિ તારી[3] નિરંતર, ત્રિગુણિ નારિ[4] છળનારીરે-
મન મોજી ભમરાજીરે, તું કાયા બાગમાં આવ્યોહેજી; મારા૦ ૧
એરે બાગમાં મહુલિ[5] બનાવી, કોટ[6] કાંગરા ભાસે;
નારી[7] એક માંહિ નૃત્ય કરે, તેનો સુર[8] ગાજે આકાશેરે[9]-

૧ અગ્નિ, વાયુ, તેજ, પાણી, આકાશ. ૨ શબ્દ, સ્પર્શ, રૂપ રસ, ગંધ. ૩ જીવની. ૪ ત્રણ ગુણી માયા. ( રજો, તમો, સત્વ. ) ૫ ગળેથી માંડીને ઉપરનો માથાનો ભાગ.. ૬ હોઠ, દાંત, પાંપણો વીગેરે. ૭ જીભ. ૮ સ્વર. ૯ મગજ રૂપી આકાશમાં.

મન મોજી ભમરાજીરે, તું કાયા બાગમાં આવ્યો હેજી; મારા૦ ૨
છોડ[1] લતા ફળ ફુલ નિપજતાં, જોતાં પાર ન આવે;
એક પુરૂષ[2] દોડીને સઘળે, ફરતાં ધુંમ મચાવેરે–
મન મોજી ભમરાજીરે, તું કાયા બાગમાં આવ્યો હેજી; મારા૦ ૩
મનન કરીને ફરતાં તેમાં, ત્રણ નારી[3] લ્હે લાગી;
પાંચ નારિએ[4] મળિ એવામાં, ભોળવિયો અનુરાગીરે–
મન મોજી ભમરાજીરે, તું કાયા બાગમાં આવ્યો હેજી. મારા૦ ૪
માટે સમજ તું ચતુર આતમા[5], એહો જે નર ન્યારો[6];
નિત્ય નાથજી તેહ ભજન કર, સફળ થાય જન્મારોરે–
મન મોજી ભમરાજીરે, તું કાયા બાગમાં આવ્યો હેજી. મારા૦ ૫

---

## પદ.

હરિ ભજતાં હજુ કોઈની લાજ જતાં નથી જાણીરે– એરાગ.
જેણે ભાવ ધરી મનમાંય, હરી રસ પીધોરે;
તેણે જનમિ જગતમાં અમૂલ્ય, મણિ વ્હોરી લીધોરે. જેણે૦ ટેક
પાસે હોય નહીં પણ ડોળ, ઘણા જન દાખેરે;
તેમાં હરિ રસ અમૃત સ્વાદ, કોઈક ચાખેરે. જેણે૦ ૧
રાખ્યો સંઘરી જેને પ્રલ્હાદેતો નાથ રિઝાવ્યારે;
થંભ ફોડીને ભકતને કાજ, હરિવર આવ્યારે. જેણે૦ ૨
એવા ભકતનાં કામ અનેક, સર્યાં રસ ચાખીરે;
માટે પીલ્યો પ્રેમી જન, હિંમત રાખીરે. જેણે૦ ૩

---

૧ કરણી તથા તેનાથી જે ફળ વીગેરે પ્રાપ્ત થાય તે. ૨ પ્રાણ વાયુ. ૩ લક્ષ્મિ, પૃથ્વી, અને સ્રી. ૪ પાંચ ઇન્દ્રિયોએ. ૫ આત્મા. ૬ જગતકર્તા ઈશ્વર.

પીશે કાયર શું સ્વાદ જાણિ, અધમ ગતિ એનીરે;
પીશે પીશેકા વિરલા સંત, શુભ મતિ જેનીરે. જેણે૦ ૪
એહ પીવા થકી પ્રાણિ તારૂં, પુનિત મન થાશેરે;
પીજે નાથજી ધરિને પ્રીત, જનમ ગતિ જાશેરે. જેણે૦ ૫

## कविता विचार.

### એકવ્યંજનાક્ષરી.

#### દોહરો.

તંતી તુંતો તાત તેં, તાંતાં તે તું તૂત,
તાં તાં તાં તે તાત તત, તાંતો તૂતે તૂત. ૧

અર્થ:—એક છોકરે પોતાની માને પૂછ્યું કે.—મારા બાપ ક્યાં ગયા છે? ત્યારે માએ ( ફલાણે ઠેકાણે ગયા છે એમ ) કહ્યું; તોપણ છોકરે વારંવાર પૂછ્યાં કર્યું કે તે ક્યાં ગયા છે? ત્યારે મા બોલી કે—તું બહુ જકી છે, તારા બાપ તો ત્યાં છે જા જોઈઆવ. છોકરે કહ્યું કે-'ત્યાં છે' એવું તારૂં કહેવું ખોટું છે. મા કહેવા લાગી કે—જા ત્યાંજ તારા બાપ છે પછી છોકરો કહે કે—તે તો તારૂં કહેવું સરવે તૂતે તૂત ( જૂઠે જૂઠું ) છે.

### દ્વિવ્યંજનાક્ષરી.

#### દોહરો.

માન નામ મનં નામિનું, માન મુનિને ન નૂન;
મનન નીમ માને નમી, મેં મા માન નમૂન. ૧

અર્થ:—નામિ કહેતાં ભગવાનનું નામ મનમાં માન્ય કર, કે જેથી

કરીને મોટા. મુનિયોને પણ માન એટલે આબરૂની ન્યુનતા રહી નથી; અને જે માણુસ નમન કરીને પ્રભુ નામના રટણનો નિયમ માને, તે ઉત્તમ પ્રકારનાં મેંમા એટલે (મહીમા)અને આબરૂ પામેછે.

## अंतरोत्तर.

ગીતિ વૃત્ત.

કુણ ગૃહસુખ દેનારી, સ્વાદ પારખિ શકે કુણ ષટરસના;
વાહન કર્યું ભર્યું ચાતુરી, શાંના ભૂખ્યા વિર ક્ષત્રિ વરણના. ૧

ટીકા—એમાં દરેક પ્રશ્નના ઉત્તર પૂછેલા પ્રશ્નના છેલ્લા શબ્દમાં છે. જેમ. નારી—રસના ( જીભ )—તુરી ( ઘોડો. )—રણના.

---

## ઇશ્વર સ્તુતિ.

અર્દ્ધપાદ ગતા ગત દોહરા.

થાય સેવ ધિ વસે યથા,
સભાવ તક તવ ભાસ;
શોક કલપ ન પલક કશો,
સદા નમન મન દાસ. ૧

ભાવાર્થ——જો તારી સેવ થાય તો ધી એટલે બુદ્ધિને વિશે જેવો ભાવ તે પ્રમાણે વાસ કરી રહે છે. અને જો ભાવ હોય તોજ તે વખત તારો ભાસ થાય છે ને શોકનો વખતનો પળ પણ ટકી શકતો નથી, માટે સદાય તારો દાસ મનથી નમન કરેછે.

---

# કજોડાવાળી બાળાનું પોતાની સખિ પ્રત્યે કથન.

યમકાલંકાર.

દોહરા.

ન વરી સખી! સ્વામી રૂડો, નવ રીઝી રમિ રસ રંગ;
નવરી રહી નકિ નાથથી, નીત દહન થતિ અંગ. ૧
ન-જર જોયું હત તો ભલું, નજર કરી દેદાર;
નજ રહિ સુખિ બળતી સદા, નગ્ન નિરખિ ભરથાર. ૨

## ચતુર્વ્યસ્તોત્તર.

દોહરો.

શું પિપિલિકા ભૂમાં કરે? શું લીધે સુખ થાય?
દેખ્ય શબ્દને શું કહે? પંથ કયો ગઢમાંય?

## દર' વા' જો

સમશ્યા પૂર્ત્તિ.

### સિતા પતી ચુંબન રુક્મિણિને.

ઉપજાતિ વૃત્ત.

રામસ્ત્રિ કિં? ભૂષણ શું ત્રિયાનું?

કામી કરે શું વિષયાર્થ આધે ?
શ્રી કૃષ્ણ કોને પરણ્યા હઠીને ?
સિતા-પતી-ચુંબન-રૂકિમણિને. ૧

## कूट काव्य.

### બહિર્લાપિકા.

#### દોહરો.

અંધાના આધારનો, મધ્યાક્ષર તજિ નેક;
કહે રડિ શિશુ તાતને, આપો આણી એક. ૧

**અર્થ:**——અંધનો આધાર લાકડી હોય છે તેનો મધ્યનો અક્ષર (ક) કાઢી નાંખતાં (લાડી) શબ્દ રહ્યો તે આણી આપો એમ પુત્ર પોતાના પિતાને કહે છે

#### પુનઃ દોહરો.

બાર માસ મળિ જે બને, તે અંત્યાક્ષર જાય;
મળિયો નહિ મુજને અલી! સ્મરની લાગે લ્હાય. ૨

**ટીકા:**——એક સખી બીજી સખીને કહે છે કે--હે અલી! બાર માસ મળીને એક વરસ થાય છે તેનો છેલ્લો અક્ષર કાઢી નાંખતાં જે (વર) શબ્દ રહે છે તે મને હજુ સુધી મળ્યો નહી માટે મારા શરીરમાં નિરંતર કામાગ્નિ બળ્યાં કરે છે.

## ગુપ્તોત્તર.

હરિગીત છંદ.

શું નિરખિને સંસારમાં, નર નારિયો પ્રેમે ઠરે?
ઠરતું નથી કો ઠામ શું? શુભ કૃત્ય શા લોભે કરે?
ઓળંગિ દધિ હરિયો દશાનન, ગુણ ગવાયે કોણના!
ઉત્તર વિચારો પ્રશ્નના, શુભ સુત-દલ-પત-રામના. ૧

ટીકાઃ——આ વૃત્ત રાવસાહેબ ચુનીલાલ દલપત્તરામ કવિશ્વરને અત્રેથી બદલી થઇ ને ધોળકે ગયા ત્યારે લખ્યો હતો, એમાં દરેક પ્રશ્નના ઉત્તર ચોથા ચરણના છેલ્લા શબ્દોમાં આવી જાય છે. જેમ શુભ સુત (સારાદીકરા)-દલ (મન)-પત (આબરૂ)-રામના.

## સીદ્ધ કવિતા.

ઉપજાતિ છંદ.

જોતા હતા કુંડળિ જોશિ જેવે,
પૂછયું કવીને પ્રિય કોઈ તેવે;
કરો કવિતા મન કલ્પનાયે,
જેવી ખુબી આ સ્થળમાં જણાયે. ૧

વસંત તિલકાવૃત્ત.

મેં પણ ખૂબિ મન જ્યોતિષની નિહાળી,
જો જોશિ કુંડળિ જુવે, શિર વાંકુ વાળી;
વેદ્ય ગણે મુખ ભણે, શુભ શ્લોક પોતે,
ખૂસી કરે મન હરે, સમજાવતાં તે. ૧

દેખાડિ જ્ઞાન ઉર ધ્યાન મહીં ભળ્યા છે,
જાણ્યે સુરેશ થઈ સ્વર્ગથિ ઉતર્યા છે;
જે આમ તેમ નિજ પાસ પડયાં છ થોથાં,
વ્હેમી ઠગાય સુણિ વાયક ખાય ગોથાં. ૨

# चित्र काव्य विचार.

## છત્ર પ્રબંધ.

### દોહરા.

મમ નમન હનન મમત રસ, અગમ મતિ રસિક કામ;
અમ મન હરિ કરૂ નાથ તમ, મનન સકરણ પ્રણામ. ૧

## જાલીબંધ.

### દોહરો.

જ્ઞાન નિધાન દિસો જનક, જન સાધન ગુણવાન;
ગાન વિધાન કરો મનન, મન રંજન ભગવાન. ૨



## નાગ પ્રબંધ.

### દોહરો.

કર પ્રભુવર સેવન સદા, તજિ સરવે મન વ્હેમ;
ચિત ન પ્રમાદ રહે ક્વચિત, ચેત ચતુર ધરિ પ્રેમ. ૩

## કમળબંધ.

વિગેરે.

---

### દોહરા.

જ્ઞાન વાન જનને નકિન, ગ્નાન તાન સનમાન;
જાંન ભાંન મન જે નકિન, ખાન પાન ધન ધ્યાન. ૪

---

## ચોકી સબંધ.

---

### સવૈયાવૃત્ત.

વીર કથા વૃતિમાં નિજ રાખિ કરો મતિ બીક થકી નરવી,
વીર નકી થઇ ભાત ઉરે સુજનોનિ વિનંતિ ધિરે ધરવી;
વીર ધરે ધિર આ જગમાંય નકી સમજાય કયા ગરવી,
વીર ગયા કહુ નાથજિ સર્વ અહંપદ યાર વૃથા કરવી. ૫

---

## શ્રીબંધ.

---

### દોહરો.

કમળાવર કરૂણા કરી, દુખ હર મુજ તવ જાણિ;
સદા ધસિ સિધ[1]દાસને, નવિન નવિન દે વાણિ ૬

## સમાપ્ત.

---

૧ નક્કી.

# અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામ.

**૧૧ અમદાવાદ.**

૪ રા. રા. કીશનલાલગોવીંદરામદેવાશ્રયી.
૧ રા. સા. કેશવલાલ મોતીલાલ વકીલ
મી. મણીલાલ દલપતરામની મારફત
૫ શેઠ મણીભાઇ પ્રેમાભાઈ.
૧ રા. રા. શંભુપ્રસાદ બેહેચરદાસ લશ્કરી.

**૩ ઉમરેઠ.**

મી. રવીશંકર લક્ષમણની મારફત.
૧ રા. રા ભાઈલાલ કેશવલાલ ભટ.
૧ રા. રા. મણીલાલ પ્રેમાનંદ વ્યાસ.
૧ રા. રા. જેઠાલાલ ગોવિંદરામ જોશી.

**૧ ઉદેપુર ( મેવાડ )**

૧ રા. રા. કાલીદાસ દેવશંકર.

**૫૫ કપડવણજ.**

૧૧ શેઠ શામળભાઈ નથુભાઈ.
૧૦ મરહુમ શેઠ. નાહાલચંદભાઇ નથુભાઈ.
૬ મી. મગનલાલ પુરશોતમ ફોટોગ્રાફર.
૪ રા. રા. લલ્લુભાઇ પ્રેમજીભાઈ મુખી.
૨ રા. સા. નારાયણભાઈ લલ્લુભાઇ.
૨ રા. સા. મગનલાલ જયચંદ વકીલ.
૧ રા. સા. દલપતરામ પીતાંબર
૧ મે. સેખ કાસીમ કમ્પાઉન્ડર.
૧ શેઠ. ગોપાલદાસ મોહનલાલ
૧ વકીલ. દાજીભાઈ મનસુખરામ
૧ રા. રા. છોટાલાલ આદીતરામ
૧ રા. રા. મણીલાલ દલપતરામ
૧ રા. રા. રામપ્રસાદ બેનીરામ
૧ રા. રા. નાથજી ભાઇચંદ.
૧ શા. ચુનીલાલ લલ્લુભાઇ
૧ રા. રા. છોટાલાલ કુબેર
૧ રા. રા. ચુનીલાલ અંબાલાલ
૧ રા. રા. લલ્લુભાઈ હરજીવનદાસ
૧ પરી. અમીચંદ ઝવેરભાઇ
૧ શા. લલ્લુભાઈ ત્રીકમદાસ

૧ શા. મગનલાલ માહાસુખરામ અફીણના ઈજારદાર એજંટ
૧ શા. અંબાલાલ નાથજી
૧ રા. રા. ચુનીલાલ હરિવલ્લવદાસ
૧ પરી. અંબાલાલ નારણદાસ
૧ ભટ. અમૃતલાલ જાદવ
૧ રા. રા. રવીશંકર લક્ષ્મણ

૧ ખેડા.

૧ રા. રા. હરગોવિંદ વિશ્વનાથ

૧૫ ગોધરા.

૩ રા. સા. માણેકલાલ નરભેરામ મુનસી
૧ રા. બા. વ્રજલાલભાઇ પુરશોતમરાય
૧ રા. રા. ઇશ્વરલાલ મનસુખરામ તલાટી
૧ રા. રા. રણછોડ જયશંકર તલાટી
૧ રા. રા. ચુનીલાલ મનસુખ દેસાઈ
૧ રા. રા. સોમેશ્વર દામોદરદાસ તલાટી
૧ રા. રા. છોટાલાલ હરિવલ્લવદાસ દેસાઇ
૧ રા. રા. મનસુખ ગીરજાશંકર તલાટી
૧ માસ્તર કીરપાશંકર ગણપતરામ પંડ્યા લુણાવાડાના
૧ તલાટીસોમેશ્વરમોતીરામત્રિપાઠી લુણાવાડાના

૧ રા. રા. માહાસુખ મંગલજી
૧ રા. રા. મોતીભાઇ દાદાભાઈ બારોટ
૧ રા. રા. પ્રતાપસિંહ ભૈરવસિંહ ઠાકોર

૬ ગોંડળ.

રા. સા. વલ્લભરામ મુળજી મારફત
૧ રા. સા. વલ્લભરામ મુલજી ભટ સુપ્રીંટેન્ડેન્ટ ઓફ ફોરેસ્ટ
૧ રા. રા. હેમચંદ હંસરાજ
૧ કંસારા વલ્લભજી વનમાળી કારકુન
૧ રા. રા. માણેકચંદ ગોકલ
૧ રા. રા. ગોવરધન મંગલજી બગીચાકારકુન
૧ રા. રા. રણછોડ ધારસી મોદી ગોંડલ રેંજ ફોરેસ્ટ ઓફીસ

૫ ઘોડાદર.

૫ રા. રા. બાલકૃષ્ણ વિજયરામ કારભારી

૧ છોટા ઉદેપુર.

માં. હીરાલાલ વિદ્યારામ મારફત
૧ માસ્તર છગનલાલ વિદ્યારામ ચંદ્રસિંહ લાયબ્રેરીના સેક્રેટરી.

૨ ડાકોર.

૧ રા. રા. છગનલાલ અનોપરામ ભટ

૧ રા. રા. મોતીલાલ નાથજી

૮ દાહોદ.

૧ રા. બા. મોતીલાલ મુનીલાલ

મી. દુરગાશંકર માહાશંકર મારફત

૧ રા. રા. કાલીદાસ રણછોડ તલાટી

૨ રા. રા. મુલજી મનસુખલાલ દેસાઈ

૧ પરી. વિઠલ ભીખાભાઇ

૧ રા. રા. દુરગાશંકર મહાશંકર તલાટી

મી. રાયજી ન્યાહાલચંદ મારફત

૧ રા. રા. શોભારામ વલવદાસ મ્યુ.સીકારકુન

૧ રા. રા. દામોદર ભીખાભાઇ ફ્રી કારકુન

૧ રા. રા. રાયજિ ન્યાહાલચંદ દેસાઇ

૧ દેવગઢ.

મી. હીરાલાલ વિચારામ મારફત

૧ માસ્તર મુલજિભાઇ રઘુનાથજિ લાયબ્રેરી ના સેક્રેટેરી

૩ દાંતા.

૨ મહારાણાશ્રી જસવંતસિંહજિસાહેબ બહાદુર

૧ કારભારી નરોતમદાસ ભજતરામ

૧૩ ધરમપુર.

૧૦ મહારાણા શ્રીનારાયણદેવજિસાહેબબહાદુર

૨ શ્રીમંત પાટવી કુમાર શ્રીમોહનદેવજિસાહેબ

૧ શ્રીમંત કુમાર શ્રીવિજયદેવજિ આરોગ્ય મો હનદેવજિ સાહેબ

૧૦ નડીઆદ.

૧૦ રા. રા. ભાઈચંદ ગોવરધનદાસ કારકુન હાલ કપડવણજ

૯ નાંદુકણ ( રામપુર. )

મી. હીરાલાલ વિધારામ મારફત.

૧ માસ્તર. હીરાલાલ વિધારામ રાવલ.

૧ ફોજદાર. ગણપતરામ નાથજી ફતેપુરા.

૧ ફોરેસ્ટર. મગનલાલ રણછોડ મોદી રામપુર

૧ રા. રા. ગોપાળભાઇ નાથજી દેસાઇ સુંથ.

૧ " " ગલાલજી બેરજી ફતેપુરા.

૧ " " અંબાલાલ છગન દાંણી રામપૂર

૧ " " કેશરીસિંહ નાયજી દાંણી. "

૧ " " વલભદાસ મુળજી કારકુન "

૧ " " સાંકળચંદ રણછોડ મેહેતા સુંથ

૧૦ પાંચ તલાવડાં.

મી. ચતુરભાઈ વાહાલાભાઈ મારફત.

૧ રા. રા. ચતુરભાઇ વાહાલાભાઇ ઇ. થાણદાર

૧ " " મુલજીભાઇ વજેરામ કારકુન.

૧ " " મવરીશંકર ગોબર "
૧ પટેલ. નથુ મુલજી
૧ મેહેતાજી જેશંકર મોસરજી
૧ શેઠ. ચતુભજ દેવસી શાહુકાર
૧ રા. રા. ગોપાળજિ કુરજિ દરબારી મોદી
૧ ઉપાધ્યાય. ઓધવજિ વજેરામ રેવન્યુકારકુન (લીલીયા
૧ પટેલ. મરઘત દુલા જાગાણી લીલીયા
૧ " ગીગા ભગવાન.

૪ બોટાદ.

મી. મોજિલાલ શામળજિ મારફત.

૧ રા. રા. અંબાશંકર કાળીદાસ સ્કુલમાસ્તર ( ગોઝારીઆ.
૧ રા. રા. ત્રીકમલાલ નાગરદાસ દેશાઇ વિજાપુર
૧ રા. રા. મોજિલાલ શામળજિ વ્યાસ.
૧ રા. રા. નાહાલચંદ કાળીદાસ મેહેતા ઇટાવા.

૨૬ ભૂજ.

૨૫ નેકનામદાર મહારાજાધિરાજ મિરજાં મહા રાઓશ્રી ૭ ખેંગારજિ સવાઈ બાહાદુર.
૧ રા. સા. ખુલાખીદાસ ગંગાદાસ દેશાઇ

૨ ચુણાવાડા.

૨ રા. સા. જયશંકર નરસિંહરામ કારભારી.

૫ વડોદરા.

૫ રા. બા. મણીભાઈ જસભાઇ.

૧૮ વાસદ.

મી. જેઠાલાલ નાથજિ મારફત

૫ રા રા. જેઠાલાલ નાથજિ પોષ્ટમાસ્તર
૧ સ્ટેટ કારભારી બાદરવા.
૧ રા. રા. કાળીદાસ દેવશંકર બાદરવા.
૧ રા. સ. જગજિવંન કાશીરામ બાદરવા.
૧ શેઠ મોતીભાઇ ભીખાભાઈ બાદરવા
૧ રા. રા. છગનરામ ત્રિકમરામ સાવલી.
૧ રા. રા. મગનલાલ રણછોડલાલ ડભોઈ
૧ જકાત અવલ કારકુન માણેકલાલજિ ડભોઈ
૧ રા. રા. માહાસુખ ન્યાહાલચંદ ડભોઈ
૧ રા. રા. હિમતલાલજિ વિઠલરાય ડભોઇ
૧ રા. રા. ઈશ્વરરાય ઉલ્લાસરાય ડભોઇ.
રા. રા. દેસાઇજિ નારણભાઈ સંખેડાબાધરપુર
૧ બારોટ હમીર મોતી
૧ રા. રા. ચુનીલાલ મનસુખરામ સાવલી.

**૧ વાંસદા.**

૧ શ્રીમહારાજા ધિરાજા મહારાજીલ શ્રી પ્રતાપ-
સિંહજિ સાહેબ બહાદુર.

**૧ સુરત.**

૧ રા. રા. પ્રાણુલાલ બળદેવજિ મૂનસી

**૬ સંખેડા ( બાહાદરપુર. )**

મી. કેવરલાલ વ્રજલાલ મારફત

૨ રા. રા. કેવરલાલ વ્રીજલાલ તલાટી

૧ રા. રા. જટાશંકર દયાશંકર તલાટી

૧ કવી રેવાશંકર નરોતમ ત્રવાડી

૧ રા. રા. ભુદરદાસ બેહેચરદાસ તલાટી

૧ રા. રા. ગણુપતરામ દયાશંકર તલાટી

**૧ હરસોલ.**

૧ વ્યાસ ભવાનીશંકર કીરપાશંકર

# શુદ્ધિ પત્ર.

| અશુદ્ધ. | પૃષ્ઠ. | ઓળ. | શુદ્ધ. |
|---|---|---|---|
| દેહભિમાન. | ૧૬ | ૧૭ | દેહાભિમાન. |
| કરવું. | ૨૩ | ૧ | કરવું. |
| શાધે. | ૩૮ | ૨૦ | શોધે. |
| વંશીધીર. | ૩૯ | ૧ | વંશીધર. |
| વિદવાન. | ૪૪ | ૭ | વિદ્વાન. |
| આ ધનિક. | ,, | ૧૬ | આધુનિક. |
| ભક્ષ. | ૫૬ | ૧૪ | લક્ષ. |
| બનીરે | ૬૪ | ૧ | બજારે. |
| ने. | ७० | २१ | ते. |
| भादरवो. | ८७ | ९ | भादरवो. |
| ધન. | ૯૮ | ૬ | ધન. |
| અકલશરા. | ૧૦૩ | ૧૧ | એકલશરા. |
| પડયો. | ૧૦૪ | ૨૨ | પળ્યો. |
| હોદ્દો. | ૧૦૫ | ૧૦ | હોદ્દો. |
| ચોડી. | ૧૧૭ | ૧૬ | છોડી. |
| સબંધ. | ૧૩૦ | ૬ | સબંધ. |

# જાહેર ખબર.

---

સરવે સુજ્ઞ વિદ્વજ્જનોને વિનય પૂર્વક વિનંતી કરવામાં આવેછે કે "દેશી રાજ્યસ્થાન શોભાવર્ણન અંક પેહલો" કીંમત ટપાલ ખર્ચે સાથે રૂ ૦—૨—૬ તથા આ પુસ્તક ટપાલ ખર્ચ સાથે રૂ ૦—૧૫—૦ થી નિચેને ઠેકાણેથી રોકડી કીંમતે મળશે. માટે જેને જોઇએ તે સદ્ગૃહસ્થે ત્વરાથી મંગાવવા ચૂકવું નહીં.

**વાંસદા**—મી. મગનલાલ પુરૂષોત્તમ ફોટોગ્રાફર.

**અમદાવાદ**—આયુર્વેદ સુધાકર ઓફીસમાં મી. કિશનલાલ ગોવિંદરામ દેવાશ્રયી.

**વાસદ**—મી. જેઠાલાલ નાથજી પોષ્ટ માસ્તર.

**નડિયાદ**—રા. રા. ગોવર્ધનદાસ મોરલીધર પાસેથી.

**ડાકોર**—બુકસેલર—ત્રિભોવન રણછોડ.

**કપડવણજ**—કર્ત્તા પાસેથી.

**સુંથરામપૂર**—મી. હિરાલાલ વિધારામ. રાવળ.

**લી. કર્ત્તા.**

---